# મહિંરાપ્રતાપ

લેખક:

વામન સીતારામ મુકાદમ

કાચું પૂંઠું: રૂ. ૧-૪-૦

પાકું પૂંઠું: રૂ. ૧-૮-૦

મળવાનું ઠેકાણું:

યુગધર્મ કાર્યાલય,

રાયખડ રોડ—અમદાવાદ.

# પ્રેરણા

મહારાષ્ટ્રની રંગભૂમિ ઉપર વખણાએલાં નાટકો વાંચવામાં હું ગુંથાયો હતો તે વખતે કેટલાએક સ્નેહીઓએ મને કહ્યું કે મહારાષ્ટ્રની માફક ગુર્જર રંગભૂમિ ઉપર પણ પદ્ય વગરનાં ગદ્ય નાટકો આણવાની જરૂર છે. એ ઉપર વિચાર કરતાં અમને બધાને લાગ્યું કે એવાં ગદ્ય નાટકો ગુજરાતી ભાષામાં તૈયાર થવાં જોઇએ. મને પણ લાગ્યું કે મારાથી બનતું મારે આ બાબતમાં કરવું.

મહારાષ્ટ્રના પ્રસિદ્ધ નાટયકાર મહુંમ શ્રી રામગણેશ ગડકરીનું "संगीत एकच प्याला" નાટક મેં વાંચ્યું અને તેને અનુસરતું મેં આ નાટક મદિરાપ્રતાપ લખવાનું શરૂ કર્યું.

"एकच प्याला" મરાઠી નાટકના પ્લૉટમાં અને પાત્રો વિગેરેમાં તેમજ આ નાટકના પ્લૉટ અને પાત્રો વિગેરેમાં જોકે ફેર છે તો પણ તે નાટકમાંના ઘણા આકર્ષક અને અસરકારક ફકરાઓ મેં આ નાટકમાં લીધા છે.

આ નાટક મરાઠી નાટકનું ભાષાંતર તો નથીજ, પણ જો આ નાટક લોકોપયોગી થાય અને લોકપ્રિય થઇ પડે તો તે માનના વ્યાજબી હકદાર મહુંમ શ્રી ગડકરી જ છે એમ કહેવામાં હું આંચકો નહિ ખાઉં.

ગોરેગાંવ
જન્માષ્ટમી, ૧૯૭૯.

લી॰ સેવક,
વામન સીતારામ મુકાદમ

# —અર્પણપત્રિકા—

પરમ પ્રિય સ્નેહીમંડળ,

આપના છએ જણનો મારા ઉપર અનંત ઉપકાર છે. આ ધન-હીન અને વિદ્વત્તાહીન સેંકડો ત્રુટીઓવાળા પામર પ્રાણી પાસે આપે આપને સ્નેહી કહેવાનો હક રહેવા દીધો છે એ ઉપકાર ભૂલું એવો હું નગુણો નથી. જેને અહદશાએ ચારે તરફથી ઘેર્યો હોય તેના લાગણી પ્રગટ કરવાના અને ઉપકાર દર્શાવવાના માર્ગ પણ બંધ હોય છે. મારે માટે પણ તેમજ છે. હું નામીચો નાટયકાર નથી એટલે મારા આ પુસ્તક સાથે આપનું નામ જોડું એ આપમાંથી કેટલાકને નહિ ગમે એ હું જાણું છું, પણ મારી પાસે તો જે સાધનો હોય તે દ્વારા-એજ હું તો મારી લાગણી પ્રદર્શિત કરી શકું. સોનાની નગરીના માલિક શ્રી કૃષ્ણચંદ્રે સ્નેહી સુદામાના પૌંઆ પ્રેમથી સ્વીકાર્યા એ સ્નેહભાવના આપ સર્વેમાં જાગૃત થાવ એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે. આપની પરવાનગી લેવા આપ પાસે આવવા માટે મારી હિંમત ન ચાલી તેથી આપની પરવાનગી સિવાયજ આ 'મદિરાપ્રતાપ' નાટક હું આપના ચરણમાં અર્પણ કરૂં છું. આને આ સુદામાની ભેટ સમજી પ્રેમથી સ્વીકારી આપે કરેલા અનંત ઉપકારોમાં વધારો કરશોજી.

લી૦ સ્નેહાધીન,

વામનના વંદે માતરમ્.

# અંક ૧ લો

**પ્રવેશ ૧ લો:** નાટકના નાયક રમણચંદ્રના જાની દોસ્ત ચંદ્રકાન્તનું વિલાયત જવા નીકળવાનું હોવાથી તે વિયોગ સંબંધી રમણચંદ્ર અને રમાં વચ્ચે વિનોદી સંવાદ, ચંદ્રકાન્તનો સ્નેહીને ઉપદેશ અને વિયોગ વખતનો સંદેશો.

**પ્રવેશ ૨ જો:** "આર્યમદિરામંડળ"ના સ્થાપનાર ભ્રમણ અને ભગીરથ વચ્ચે મદ્યપાનનિષેધના સંબંધમાં રમૂજી ચર્ચા.

**પ્રવેશ ૩ જો:** કલાલ કુંવરજી અને માણેકજીના ખખાળા. દારૂબાજીમાં સર્વસ્વ ખોયાથી ભ્રમણની સ્ત્રી કમળા રેંટીઓ કાંતી ભરણપોષણ કરે છે. તેને પુણીઓ આપી સુતર ખરીદનાર સ્વયંસેવક રસિક સાથે ખાદી અને રેંટીઆની મહત્તા સંબંધી વાતચિત.

**પ્રવેશ ૪ થો:** રમાને તેડવા માટે આવેલા તેના ભાઇ વિજયચંદ્રની રમા અને રમણચંદ્ર સાથે દેશ પ્રત્યે શ્રીમાનોનું કર્તવ્ય વિગેરે સંબંધી વાતચિત.

**પ્રવેશ ૫ મો:** દારૂના પીઠા ઉપર પીકેટીંગ કરવાને તૈયાર થએલા સ્વયંસેવક દળને પ્રાણશંકરનો ઉપદેશ. "આર્યમદિરામંડળ"ની સ્થાપના, મદિરાભકતોની સભા અને ચર્ચા.

**પ્રવેશ ૬ ઠો:** સનદ રદ થયાથી રમણચંદ્રનું ક્રોધ અને ગુસ્સાને આધીન થવું. બેચેની વધી પડે છે. લાગ જોતો બેઠેલો ભ્રમણ તક સાધી રમણચંદ્રને વખાણથી ચઢાવી દવા તરીકે તેને દારૂ પાય છે. મદિરામંડળમાં આવા નામીચા પુરૂષને ખેંચવાની પોતાની મતલબ થોડે ઘણે અંશે હાંસલ થઇ તે માટે ભ્રમણ આનંદ માને છે.

# અંક ૨ જો

**પ્રવેશ ૧ લો:** વ્યસની બન્યાથી રમણચંદ્રના સ્વભાવ અને વર્તનમાં ફેરફાર થાય છે. રમા આ બીનાથી અજાણ હોવાથી ખેદ કરે છે અને આવા તોછડા વર્તનનું કારણ ખોળે છે. રમણચંદ્રની આ સ્થિતિ થવાનું કારણ શોધી કાઢવાનું ચંદ્રકાન્ત રમાને વચન આપે છે. બ્રાહ્મણની સ્ત્રી કમળા ચંદ્રકાન્તની આગળ આ ભોપાળું ફોડે છે.

**પ્રવેશ ૨ જો:** મદિરામંડળમાં જઈ રમણચંદ્રને પાછા લાવવાના ઈરાદાથી ઉત્સાહભંગથી વ્યસને વળગેલા ભગીરથને ચંદ્રકાન્ત મળે છે. પોતે પણ દારૂડીઓ છે એમ ખોટું કહી મદિરામંડળમાં ભગીરથ સાથે જવાનું નક્કી કરે છે.

**પ્રવેશ ૩ જો:** ડીટેક્ટીવ હીરાશંકર અને મણીશંકર વચ્ચે છુપી પોલિસનાં કાર્યો સંબંધી વાતચિત.

**પ્રવેશ ૪ થો:** " આર્યમદિરામંડળ " નો જલસો. ચંદ્રકાન્ત અને ભગીરથ દાખલ થાય છે. ભગીરથને ચંદ્રકાન્તનો ઉપદેશ. ભગીરથ દારૂ છોડી દેશનો સેવક બને છે.

# અંક ૩ જો

**પ્રવેશ ૧ લો:** રમા અરવિંદને જમાડે છે, ચંદ્રકાન્ત અને રમા રમણના વ્યસનની વાતો કરે છે, રમા મૂર્છિત થાય છે, ચંદ્રકાન્ત તેને ધીરજ આપે છે.

**પ્રવેશ ૨ જો:** ભ્રમણ તેની સ્ત્રી પાસે મંડળનું લવાજમ ભરવા પૈસા માગે છે. એ ન હોયતો તેના હાથમાંનો ચૂડો કાઢી આપવા કહે છે. ચૂડો આપવા તે ના પાડે છે. બન્ને વચ્ચે વાદવિવાદ. આખરે જુલમથી ચૂડો કાઢી લે છે. કમળાને ઘરમાંથી કાઢી મૂકે છે.

**પ્રવેશ ૩ જો:** ગુર્જર સાહિત્ય સંબંધી વિનયા અને ભગીરથ વચ્ચે વાતચિત. ચંદ્રકાન્તનો ભગીરથને દેશસેવાનો ઉપદેશ. દેશની દુર્દશાનું વર્ણન.

**પ્રવેશ ૪ થો:** રમા અને ચંદ્રકાન્ત માટે ભ્રમણ રમણચંદ્રના કાન ભંભેરે છે. દારૂથી છાટકો બનેલો રમણચંદ્ર વિજયચંદ્ર, ચંદ્રકાન્ત વિગેરેનું અપમાન કરે છે, રમાને લાત મારે છે. વિજયચંદ્ર રમાને ઘરનો ત્યાગ કરવા કહે છે. જીવ જતાં પણ રમા પતિનાં પગલાં નહિ છોડવાનો નિશ્ચય જાહેર કરે છે. આખરે બધા રમાને છોડી જાય છે. રમણચંદ્ર દારૂમાં મશગુલ બને છે.

# અંક ૪ થો

**પ્રવેશ ૧ લો:** મદનચંદ્ર રમા ઉપર મોહિત થાય છે. તે રમાને ફસાવવા માટે યુક્તિઓ રચે છે. દુષ્ટાને રમાને સમજાવવા મોકલે છે. દુષ્ટા રમાના મનની ખરી સ્થિતિનો ખ્યાલ મદનચંદ્રને આપે છે. મદન ગુસ્સે થઇ દુષ્ટા સાથે રમાને ધમકીનો સંદેશો પહોંચાડે છે.

**પ્રવેશ ૨ જો:** દુકાળ. ખેડુતોની દુર્દશા. ન્યાતના જમણવારો. સ્વયં-સેવકોની સભા. રમાને અન્નને અભાવે ફાકા પડેલા હોય છે. છતાં ઘરમાંનું અનાજ દુકાળીઆં છોકરાંઓને આપી પોતે બીજા વધારે દિવસ ફાકા કરવાનું પસંદ કરે છે.

**પ્રવેશ ૩ જો:** મદનચંદ્ર રમાને બળાત્કારે પણ વશ કરવાની તૈયારીઓ કરે છે પણ તે કામમાં તેને ચંદ્રકાન્તનો ડર લાગે છે. તેથી ચંદ્રકાન્ત દારૂની દુકાનો ઉપર પહેરો ભરે છે અને ખાદીના રાજદ્રોહી ભાષણો કરે છે વિગેરે અધિકારીઓને ખોટું ખરૂં ભંભેરી મદન ચંદ્રકાન્તને કેદ કરાવે છે.

**પ્રવેશ ૪ થો:** ચંદ્રકાન્તને કારાગ્રહમાં માફી માગવા માટે મદન સમજાવે છે. હાકેમ ભદ્રસેન પણ સમજાવે છે. ધમકી પણ આપવામાં આવે છે. ચંદ્રકાન્ત મક્કમ રહે છે.

**પ્રવેશ ૫ મો:** રમાને જૂઠો સંદેશો કહેવડાવી મદનચંદ્ર પોલિસથાણામાં આણે છે. ત્યાં તેના ઉપર બળાત્કાર કરવાનો વિચાર કરે છે પણ તેના પાપી વિચારની ખબર છુપી પોલિસવાળા હીરાશંકર અને મણીશંકરને પડવાથી તે મદનચંદ્રનો મહેલ સળગાવે છે. તેથી મદનચંદ્ર રમાને પોલિસથાણામા મુકી પોતાના મહેલ તરફ દોડી જાય છે. રમાને છુપી પોલિસવાળા હીરાશંકર ઘેર પહોંચાડે છે.

# અંક ૫ મો

**પ્રવેશ ૧ લો:** દારૂનાં પીઠા ઉપર પહેરો. પ્રાણશંકરનો ઉપદેશ. ઉદાજી દારૂ છોડે છે.

**પ્રવેશ ૨ જો:** ભ્રમણનું મરણ. તેનો આખરનો સંદેશો. તેના મરણ માટે દારૂડીઆઓની સભા.

**પ્રવેશ ૩ જો:** મદનચંદ્ર ચોર બની રાત્રે છુપીરીતે રમાના ઘરમાં પ્રવેશ કરે છે. રમા ઉપર જુલમ કરવાનો તેનો ઇરાદો છે. હીરાશંકર તેની પાછળ હોય છે. તે પાટલાઘો નાંખી છજા પર ચડી જાય છે અને મદનચંદ્ર જુલમ કરવા જાય છે ત્યાં તેને અટકાવે છે. મદનચંદ્ર ત્યાંથી ભાગી મોટરમાં બેસી નાસવા જાય છે ત્યાં તેના ઉપર વિજળી પડે છે.

**પ્રવેશ ૪ થો:** રમાની દરિદ્રાવસ્થા. રસિક અને રમાનો સંવાદ. રમણ રમા પાસે ઘરેણાં માગે છે. રમા એની પાસ ઘરેણાં નથી એમ જણાવે છે. રમણ માનતો નથી. અતિ ગુસ્સે થાય છે. આખરે અરવિંદને ગુસ્સાથી ઉંચકી થોરની વાડમાં ફેંકી દે છે. રમા દોડીને કાંટામાંથી છોકરાને ઉપાડી લે છે. રમણ રમાના માથા ઉપર ડાંગનો ફટકો મારે છે. રમા બેશુદ્ધ પડે છે.

**પ્રવેશ ૫ મો:** રમા બેશુદ્ધ સ્થિતિમાં પડેલી હોય છે. સુપ્રિન્ટેન્ડેન્ટ હાજર થાય છે. રમા શુદ્ધિમાં આવે છે. વિજયચંદ્ર જોડે વાત કરે છે. રમા રમણનો બચાવ કરે છે. સુપ્રિન્ટેન્ડેન્ટ રમાના વર્તનથી આશ્ચર્યચકિત થાય છે. રમા મરણ પામે છે. રમણ વિષથી આત્મહત્યા કરે છે.

**સમાપ્ત**

# પુરૂષપાત્રો

રમણચંદ્ર—વકીલ (નાયક).

ચંદ્રકાન્ત—રમણચંદ્રનો સ્નેહી.

ભમણ—રમણચંદ્રનો ગુમાસ્તો, "આર્યમદિરામંડળ"નો સ્થાપનાર.

ભગીરથ—પ્રેમભંગથી ખોટે રસ્તે ચઢેલો યુવક.

વિજયચંદ્ર—રમણચંદ્રનો સાળો.

બાબાસાહેબ—રમણચંદ્રનો સસરો.

આશુશંકર—મદ્યપાનનિષેધનો આગેવાન.

રસિક—સ્વયંસેવક.

માણેકજી અને કુંવરજી—કલાલો.

હીરાશંકર અને મણીશંકર—ડીટેક્ટીવો.

મદનચંદ્ર—વિષયી અમલદાર.

શાસ્ત્રીજી, ખુદાબક્ષ વિગેરે—મદિરામંડળના સભાસદો.

ભદ્રસેન—હાકેમ.

| | |
|---|---|
| પાખંડીરાય<br>કપટરાય | હાકેમના માનીતા અમલદાર. |

ઉદાજી—જેલજમાદાર.

# સ્ત્રીપાત્રો

રમા: રમણચંદ્રની ધર્મપત્ની (નાયિકા)

વિનયા: રમણચંદ્રની બાળવિધવા બહેન.

કમળા: ભમણની સ્ત્રી.

श्री रामचंद्राय नमः

देशदेवो भव ।

## પ્રવેશ ૧ લો

**સ્થળઃ**—રમણચંદ્રનું ઘર.

**પાત્રોઃ**—રમણચંદ્ર, વિચારમાં બેઠેલો.

**રમણચંદ્રઃ** (એકલો મન સાથે) સૌ પ્રેમમાં મિત્રપ્રેમજ સૌથી શ્રેષ્ટ હશે. આ પ્રાપંચિક સંસારયાત્રામાં સાચા મિત્ર જેવો બીજો સાથી કોણ?

સત્ય સગું સંસારમાં, હૈયા કેરો હાર;
મોંઘેરું નર કોટનું, કીકી આંખની ધાર.
સ્થંભ સંસાર આશ્રમ તણો, જમણો કર લેખાય;
તે નર તો સ્નેહી ખરો, સત્યમિત્ર કહેવાય.

જ્યારથી પ્યારા ચંદ્રકાન્તનું વિલાયત જવાનું નક્કી થયું છે ત્યારથી ચિંતા ચિત્તને છોડતી નથી. કૃત્રિમ દેખાવથી અંતરની ગ્લાનિ દૂર થતી નથી. સ્ત્રીઓ પોતાના દુઃખનો ભાર આંસુ ઢાલવીને ઓછો કરે છે, પણ

મારા જેવાના દુ:ખનો ભાર તો બહારના કૃત્રિમ દેખાવથી વધે છે. વિરહથી વેદના પામતું હૃદય, ગ્લાનમાં ગમગીન થયેલું મન રએને પોતાનો સાચો સંદેશો અશ્રુ સાથે ચક્ષુદ્વારા બહાર પાડે, એ બીકથી હું તો ચંદ્રકાન્ત સાથે મન મુકીને ખુલાસાથી વાત પણ નથી કરતો. (ટેલીફોનની ઘંટડી વાગે છે, ભુંગળી હાથમાં લઈ કાને ધરે છે) હા—કોણ—?—એલાઉ—એલાઉ—હા. હું રમણચંદ્ર—હા, ખરૂં છે—ચંદ્રકાન્ત કે ?—હા—હા—તેની ફિકર નહિ—ઠીક—બધી તૈયારી છે—તું હવે જલદી આવ. વારૂ, પણ તું હવે રસ્તામાં કંઈ થોભતો નહિ. ઠીક. ઠીક. (ભુંગળી ખુંટી ઉપર મુકે છે.) સાંભળ્યું કે? રમા! જરા આમ આવને. (હસીને) રમાગૌરી, જરા આમ પધારો. પધારો આમ કુમકુમને પગલે.

**રમાગૌરી:** (શરમથી લેવાઇને) આ શું? જરા શરમ તો રાખો. મનની ન હોય તો જનની તો રાખો. કોઈ સાંભળશે તો શું કહેશે? જાઓ, તમે તો તદ્દન છોડી દીધી. આમ નામ દઇને શું બોલાવો છો? નામ દીધે કંઈ બહુ પ્રેમ આવી જતો હશે? હવેથી એમ બોલાવશો તો હું આવીશજ નહિને—નામ દીધા સિવાય નહિ બોલાવાતું હોય?

**રમણચંદ્ર:** ત્યારે શું તારૂં નામ હું મુકી દઉં? નામ તો દુશ્મનનું ન દેવાય. તારે મારે વળી કયા જન્મની દુશ્મનાવટ તે હું તારૂં નામ ન દઉં. (ખભા ઉપર હાથ મુકીને) ઠીક, ત્યારે તારી મરજી હોય તો તારૂં નામ મુકી દઉં છું. પણ પછી તેને માટે મારા નામની બૂમો ન પાડતી. નામ નહિ દેવામાંજ વિનય આવી જતો હશે નહિ?

**રમા:** જાઓ, જાઓ, હવે. આવું આડું આડું બોલવાની ટેવજ પડી છે. આડું બોલવાની ટેવમાં રોજ વધારો થાય છે, ઘટાડો નથી થતો. વિદ્વત્તા અને ડહાપણના દેખાવથી આ ટેવ નાબૂદ થતી હોત તો તો હું બહુજ રાજી થાત. હશે, પણ મને શું કામ બોલાવી તે કહોને જલદી.

**રમણચંદ્ર:** તને જોઉં છું કે હું બધું ભૂલીજ જાઉં છું. હા, ચંદ્રકાન્તે ટેલીફોનમાં પૂછાવ્યું છે કે એને નીકળવાની બધી તૈયારીઓ કરી મુકી છે કે નહિ. ન કરી હોય તો તરત તે કરી નાખો. એ હમણાંજ અહીં આવે છે.

**રમા:** તૈયારી તો બધી કરી મુકી છે. પણ ભાઈ જવાનો છે તેથી મારૂં તો કોઇપણ કામમાં ચિત્તજ નથી ચોંટતું. ઉત્સાહ તો બિલકુલ જતોજ રહ્યો છે. કહેવત છે કે "આવતું માણસ ખમાય પણ જતું ન ખમાય." ( કંઠ•ભરાઈ આવે છે. )

**રમણચંદ્ર:** વરસાદ પહેલાં વાદળાં ભેગાં થવા લાગ્યાં ખરાં. ( રમાની આંખો લૂછીને ) પ્રિયા! આમ મનને નબળું કરે નભે? આ સંસારસાગરમાં સુખદુઃખના વારાફેરા ચાલ્યાજ કરવાના. અને સંસારમાં સુંદર સુખની અપેક્ષાવાળાઓએ તો અસહ્ય દુઃખમાં કાળ કાઢવોજ પડે. નિરુત્સાહ તો આપણને નજ પાલવે. આમ નિરાશ થશો તો ભાઇનો વિયોગ શી રીતે સહન કરી શકાશે? તમારે તો બીજાને હિંમત આપવી ઘટે. મનને કઠણ બનાવી હિંમત પકડો. વિચાર કરો, કે ભાઈ કેવા મહત્વના કામ માટે વિલાયત જાય છે તે. આવે વખતે તો આપણે તેને આપણા ઉત્સાહ અને હિંમતથી વધારે ઉત્સાહી બનાવવો જોઇએ. સારા મહત્વના ઉપયોગી કામ માટે વિખુટા પડનારનો વિયોગ આનંદથી વેઠવો એ આપણો ધર્મ છે. સમજુ થઇને આવી રીતે તું દિલગીર થાય તો પછી બીજા અણસમજુની શી દશા? હૈં–ચાલ, જા હવે બધી તૈયારી કર. આમ ઘેલી થા મા. ( રમા પોતાના પાલવ વડે પોતાનું મ્હોં લૂછે છે. મનમાં ) પ્રીતિના પાત્રનો વિરહ તો સઘળાંને સરખોજ સાલે છે. પણ હું જો ગ્લાનિ બતાવીશ તો પ્રિયા પથારીવશ થશે. ( ઉભી ઉભી આંસુ ઢાળતી રમાનું મ્હોં ઉંચું કરીને ) સમજી કે? તને દિલગીર દેખી ભાઇને દુઃખ થશે. માટે દુઃખને દાબી આનંદી બન. ( જરા હસીને ) આમાંએ મારે આજીજી અને કાલાવાલા તને કરવાના કે? સ્ત્રીઓનાં મૈન મનાવવાં એ બાબત અતિ અઘરી છે.

**રમા:** નાથ, આપની સર્વે વાતો હું સમજું છું, પણ દુઃખ થાય ત્યારે આનંદમાં દેખાવાનો ઢોંગ મને નથી કરતાં આવડતો. અમારાં સ્ત્રીઓનાં હૃદયો કેવાં નિર્મળ અને કુમળાં હોય છે, તેની કલ્પના પુરૂષોને ભાગ્યેજ હોય છે. પુરૂષો પાષાણ હૃદયના હોય છે એમ કહેવાય છે, એ વાત હવે તો મને સત્ય લાગે છે. શું તમને આ ભાઇનો વિરહ નથી સાલતો? નથી દુઃખ દેતો? પુરૂષોનાં હૃદય એ કઠીણતાના કળશ છે.

**રમણચંદ્ર:** પ્રિયા! નાછૂટકે હવે તારી આગળ હૃદયકપાટ ખોલું છું. તું સાંભળ. મને પાષાણહૃદયી કહીશ તેનું મને જરાએ દુઃખ નથી. મારા ઉપરના આક્ષેપો એ મારા પ્યારા ચંદ્રકાન્ત ઉપરનાં તારા પ્રેમની સાબિતીઓ છે. પ્રિયા! આ પાષાણ હૃદય ઉપરની ચામડી ચીરીને જો તું જુએ તો આ પાષાણ હૃદય ઉપર એ વ્હાલા ચંદ્રકાન્તે મારા ઉપર આજ સુધી જે અનંત ઉપકારો કર્યા છે તે શિલાલેખની માફક કોરેલા તારી નજરે પડશે. તારાં પિયેરીઆંને અને ચંદ્રકાન્તને તો ફક્ત સ્નેહસંબંધજ હશે, પણ મને તો આજે એ વડીલને ઠેકાણે છે. એણે તો મારા પિતાની ગરજ સારી છે. એના શાશા ઉપકાર હું વર્ણવું? રસ્તે ચાલતાં ચાલતાં પણ મને જ્યારે પ્યારા ચંદ્રકાન્તની યાદ આવે છે ત્યારે મારી નજર આગળ આખું બ્રહ્માંડ ખડું થાય છે. હું લગભગ સોળ વરસનો હતો અને પ્રાવેશિક પરીક્ષા પણ મેં પસાર કરી ન હતી, તે વખતે મારા પિતાશ્રી સ્વર્ગવાસી થયા. પિતાની વૃદ્ધાવસ્થા થઇ અને પોતાની પાછળ બ્હેન વિનયાના લગ્ન વિગેરેનો ભાર મારે માથે ન પડે તેથી પિતાજીએ તેને આઠમે વરસેજ પરણાવી દીધી. મને ચિંતામાંથી મુક્ત કરવાના ઇરાદાથી પિતાજીએ તો આ બધું કર્યું, પણ ઇશ્વરને તે ન ગમ્યું. લગ્નને સોળમે દિવસેજ બિચારી નિર્દોષ વિનયા હંમેશની દુઃખી બની. આવાં કાળપગલાંની વહુને વૈધવ્ય આવ્યા પછી સાસરે

રાખવાની સૌ સાસરીઆઓએ ચોકખી ના પાડી. તેને હંમેશને માટે આપણે ઘેર પાછી મોકલાવી. આવી રીતે માબાપ વગરનાં અમે બે દીન ભાઇબ્હેન હતાં. પૈસાંનો આધાર નહિ એટલે સગાંવહાલાં પણ શેના ભાવ પૂછે ? આવી અમારી દીન દશામાં ચંદ્રકાન્ત અમારો દીનદયાળ બન્યો, અને એણે અમારો હાથ ઝાલ્યો. મારો સ્વભાવ મૂળથીજ આત્મમાનની લાગણીવાળો હોવાથી મારા શિક્ષણ માટે મેં એની પાસેથી પૈસાની મદદ લીધી નથી, એ વાત ખરી છે. પરંતુ બ્હેન વિનયાનું જતન કરવાની જવાબદારી એણે ઘણી ખરી મારા ઉપર પડવા દીધીજ નથી. આગળ જતાં ખાનગી રીતે છોકરાંઓ ભણાવી તે ઉપજમાંથી મેં મારો અભ્યાસ પુરો કર્યો. આવી રીતે કષ્ટના દિવસો પુરા થયા અને પછી મારા ઘરમાં તારી સાથે સુખનો પ્રવેશ થયો. ભાઈ ચંદ્રકાન્તે તારા પિતાને તારા લગ્ન માટે આગ્રહ કર્યો, અને તેના ભગીરથ પ્રયત્નવડેજ આપણાં લગ્ન થયાં. આજે આપણે સોના સરખું સુખ ભોગવીએ છીએ તે પ્રિય ચંદ્રકાન્તનાજ પ્રેમની પ્રસાદી છે. રમા ! હું તને શું કહું ? આજ સવારથીજ આ સઘળો ચિતાર મારી નજર આગળ ખડો થાય છે. મનનું દુઃખ, મનના ઉભરા કોઈ આગળ બહાર કહાડયા સિવાય મન હલકું થતું નથી, તેથી આજે તને મેં મારી વીતી વાત અથથી તે ઇતિ સુધી કહી છે. ચંદ્રકાન્તનો વિયોગ મને કેમ ન સાલે ? મને કેમ દુઃખ ન દે ? મારા અંતરની વેદના તો હુંજ જાણું છું. જેના મ્હોં તરફ નજર કર્યાથી મને આનંદ થાય—જેની સાથે ઠઠ્ઠામસ્કરી કર્યા સિવાય મને ચેન ન પડે—જે. મારા સુખનો આધાર—જીવનનો આધાર—મારા પ્રાણનો આધાર—મારા સર્વસ્વનો હક્કદાર—તેનાથી વિખુટા પડતાં મારા અંતઃકરણને શું નહિ થતું હોય ? ( આંસુ લૂછીને ) મને દુઃખ તો ભારે થાય છે, પરંતુ આ સંસારમાં હંમેશ પરિણામ તરફ નજર રાખીનેજ વર્તન કરવું પડે છે. જો આપણને આવી ગ્લાનિમાં અને દુઃખમાં ચંદ્રકાન્ત જુએ તો........( ચંદ્રકાન્ત પ્રવેશ કરે છે. )

**ચંદ્રકાન્ત:** ઠીક થયું. આ દંપતીનાં દર્શનનાં અમને શુભ ચિન્હ થયાં. સારસ પક્ષીનાં દર્શન તો હંમેશ જોડીમાંજ થવાનાં.

**રમા:** ભાઈ, તને સો વરસનો આવરદા હમણાં તારીજ વાતો કરતાં હતાં.

**ચંદ્રકાન્ત:** હા, તેમ હશે ખરૂં. વાતો તો મારીજ થાયને, એટલો સોંઘો. વાતો, ટીકા કે નિંદા કરવા માટે તમને બીજો કયો મળે એમ છે ?

**રમા:** ભાઈ, તારી કોઈ નિંદા કે ટીકા કરતું નહોતું. અમે તો તારી આવવાની વાતો કરતાં હતાં. ભાઈ, તું તો હવે મોટો દાકતર થવાનો.

**ચંદ્રકાન્ત:** હા, હું સમજું છું. તમારા આનંદ બે પ્રકારના છે. એક તો હું મોટો દાકતર થાઉં તેનો, અને બીજો...ના, નથીજ કહેતો.

**રમા:** ના, ભાઈ, કહે. તને મારા સમ છે.

**ચંદ્રકાન્ત:** જો રમા, સુખી દંપતી એક બીજાને ભેટતી વખતે બન્નેને ગમતી અને આનંદ આપતી ફુલની માળા પણ આડે આવવા માટે સ્હેજ પ્રેમાળ ગુસ્સો કરી દૂર કરે છે. પતિપત્નીના આનંદમાં સ્હેજ પણ આડે આવતી ચીજો વગર પ્રયત્ને દૂર થાય તો આનંદ કોને ન થાય ? ( રમણચંદ્રને ખભે હાથ મુકી ) કેમ બંધ થઈ ગયા? હા—હા—સમજ્યો. મારા વિલાયત ગયા પછીનો તમારો કાર્યક્રમ ગોઠવતા હશો.

**રમા:** ભાઈ, હદ છે તારા આવા સ્વભાવને. તારો ટીખળી સ્વભાવ ક્યારે સુધરવાનો ? તું હવે મોટો થયો, જાણીતો થયો; હજારો આંખો તારા વર્તન તરફ અને સ્વભાવ તરફ એકી ટશે જોવા લાગી. હજુએ તારો સ્વભાવ એજ રહેશે ? જરા ગંભીર...

**ચંદ્રકાન્ત:** જવા દે, તારો એ ગંભીર થવાનો ઉપદેશ. મારે નથી જોઇતો. જેને ગંભીર બનીનેજ મોટાઈ લેવી હોય તેને લેવા દે. મારે તે નથી જોઇતી. હું તે વગરનો રહીશ. સ્નેહની વિનોદમય વહેતી સરિતામાં તારૂં એ ગંભીરપણું તો અંતરાયના ખડકોજ ઉભા કરે છે. વારૂ, એ વાત જવા દે. તું ભવિષ્ય ભાખે છે તો મને હવે કહે કે, તારૂં આયુષ્ય કેટલું છે? જોઈએ તો ખરા. તારૂં ભવિષ્ય કેટલું સાચું પડે છે તે. તું જબરી ભવિષ્યવેત્તા બની.

**રમા:** ભાઇ, શું આવી મશ્કરી કરે છે? હું ક્યાં ભવિષ્યવેત્તાનો દાવો કરૂં છું? હું તો કંઇ નથી જાણતી. જન્મ અને મરણ, ચડતી અને પડતી, આસમાની અને સુલતાની એ સર્વ તો ઇશ્વરનાજ હાથમાં છે. મારો તો પુરેપુરો ભરોંસો એ સર્વવ્યાપીમાં છે. ઇશ્વરના હુકમ સિવાય ઝાડનું પાન પણ ન હાલી શકે. કહેવત છે કે "જેને રામ રાખે તેને કોણ ચાખે?"

**રમણચંદ્ર:** એમ છે ને? ત્યારે એમજ હોય તો હવે આનંદથી હસતે મ્હોંડે ભાઇને જવાની રજા આપને. બાઇ! એના મનનું સમાધાન કરતાં કરતાં તો મારાં નવનેજાં થઇ ગયાં. મને તો લાગે છે કે હવે મારે વકીલાતની સનદ ફેંકી દઇને એના મનનું સાન્ત્વન કરવાનોજ ધંધો કરવો પડશે. તું નવી ઉપાધિ લેવા જાય છે. અને મારા ગળામાં નાજુક મન મનાવવાની ઉપાધિ નાખતો જાય છે. ઠીક, પણ તું અહીંથી વિલાયત જવા માટે ક્યારે નીકળવાનો?

**રમા:** થોભ, ભાઇ! તું અહીંથી નીકળવાનો ક્યારે તે કહેતાં પહેલાં તું ત્યાંથી પાછો આવવાનો ક્યારે તે મને કહે. પણ, જોજે! સાચેસાચું કહી દેજે, હોં. હંમેશની માફક મશ્કરીઠઠ્ઠામાં નહિ ઉડાવતો. જેવું હોય તેવું સાચું કહી દે.

**ચંદ્રકાન્ત:** ત્યારે આજ સુધી તને કહેતો આવ્યો તે શું હું જુઠું કહેતો હતો? બ્હેન, હું તો ઘણુંએ કહું છું કે હું બે વરસે

પાછો આવીશ; પણ સંકલ્પ અને સિદ્ધિ એ બન્નેની વચ્ચે ઇશ્વરની ઇચ્છા ઉભીજ હોય છે. અને જેના ઉપર તને, મને અને રમણને બહુજ વિશ્વાસ છે તે ઇશ્વરના હાથમાંજ બધું છે. કોણ જાણે ? બે વરસમાં પાછો આવું છું કે બે માસમાં પણ આવું છું. આટલી બધી તૈયારી થયા પછી પણ કોણ જાણે કદાપિ ચિત્ત જવાનું ના પણ થાય ! અથવા જઉં તો કદાચ પાછું અવાય પણ નહિ. કોણ જાણે, વખતે એમ પણ બને કે આ આપણી આજની મુલાકાત છેકછેલ્લીજ નીવડે.

**न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति ।**

( રમાની આંખોમાંથી આંસુ ટપકે છે. ત્રણે ગમગીન સ્તબ્ધ ઉભાં રહે છે. )

**રમણચંદ્ર:** ભાઇ, તું તદ્દન વેદીઓ છે, વેદીઓ. આમતેમની શાસ્ત્રો-પુરાણોમાંની વાતોનો બંધ બાંધી હમણાં સુધી તો મેં ગંગાયમુનાના પ્રવાહને થોભાવી રાખ્યો હતો. હવે જો, તારા વિદ્વત્તાભર્યા ભાષણો"ી એ નદીઓ મનમાનતી રીતે વહેવા લાગી છે. મૂર્ખા, તું એટલું નથી જાણતો કે શાસ્ત્રની મર્યાદા ઓળંગી સિંધુ નદી અટક પાર થાય એ એક વખતે સહેલું છે; કાળો સમુદ્ર, ધોળો સમુદ્ર, પીળો સમુદ્ર, અથવા લાલ સમુદ્ર તરી જવાં એતો વળી એનાથીએ સહેલું છે; પણ માનસ સરોવરમાં પેદા થયેલી અને ચક્ષુદ્વારા બહાર વહેતી, ગુલાબી પ્રદેશમાં સ્વચ્છંદે વિહરતી ગંગાયમુનાનું ઉલ્લંઘન, એ તો ખરેખર ! અઘરૂં અને અસાધ્ય છે. 'આજ સુધી કયો પુરૂષ એમાં વિજયી નીવડયો છે ?

**ચંદ્રકાન્ત:** મનને અમથું મનાવવા ખાતર કોઇને નહિ છેતરવાનો મેં દૃઢ સંકલ્પ કીધેલો છે. રમાબ્હેન, આવા ચંચળ સંસારમાં કટુસત્યની માણસોએ ઓળખાણ તો કરીજ રાખવી જોઈએ; કારણ તેમ કરવાથી ન કરે નારાયણ પણ કમનશીબે તેવાં દુઃખો ભોગવવાનો પ્રસંગ આવે તો પહેલેજ ઝટકે આપણે ગભરાટમાં તો ન પડી જઇએ. બ્હેન, તમો બન્નેથી વિખુટા થવાની કલ્પનાજ મારા શરીરને કંપાવે છે. તમારૂં જોડું મારા પ્રેમની મૂર્તિઓ છે. ( કંઠ ભરાઈ આવે છે. )

**રમણચંદ્ર:** ( કૃત્રિમ હિંમત પકડીને ) વાહ ! વાહ! વાતો કરવામાં તું પણ આમ ગળગળો થઈ ગયો. આ શું કહેવાય ? ભલે માનિલો, પણ તું એને બાઈ શોભે છે ખરો. ( રમાને ) વાહરે, વાહ ! ભાઈબ્હેન, તમે બન્ને સરખાંજ છો. આવીજ તમારી હિંમત કે ? ભાઇ જો તારે જવુંજ હોય તો આવી બેવકૂફી મુકી દે. તુંજ જો આમ દિલગીર થઇશ તો બીજાઓ તો રડવા માંડશે. સબળ પુરૂષો જો વિયોગના દુઃખે આંસુ ગાળે તો અબળાઓને કેમ દોષ દેવાય ? ( એના ગળામાં હાથ નાખી ) ચાલ હવે, મુકી દે આવી ઘેલછા. નહિ તો થશે શું ? હમણાં જ અહીં વિનયા અને કમળા આવશે અને બધાઓજ એકી સાથે જો ગંગાયમુનાને ભરતી આણશે તો બિચારૂં ગુજરાત પંજાબની માફક નદીઓની કેંચીમાં સપડાઈ જશે. અને આવો હૃદયભેદક દેખાવ જો ફિરો થાય તો તારૂં પ્રયાણ કેટલું અઘરૂં થઇ પડે તેનો તું વિચાર કર. અડચણો અને આફતોથી બચવાના ઇરાદાથી ચાતુર્માસ મુકી પુરૂષો પ્રવાસ માટે શિયાળો અને ઉનાળો પસંદ કરે છે. પણ નીકળવાની વખતે છેલ્લી ઘડીએ સ્ત્રીઓ શ્રાવણભાદરવો સામો ખડો કરે છે. તું સંસાર છોડીને ભટકનારો જોગટો બન્યો છે, એટલે તને ખબર નથી કે સ્ત્રીપુરૂષોના સંબંધમાં ઋતુકાળ નિયમ પ્રમાણે પોતાની મર્યાદાનેજ વળગી રહે છે એવું નથી.

**રમા:** આમ મશ્કરીઠઠ્ઠા ક્યાં સુધી કરશો ? બધી વિદ્વત્તા શું મશ્કરીમાંજ વાપરી નાખશો ? જરા ગંગાયમુના નજરે પડ્યાં કે તુરત તેના પ્રવાહમાં વહેવાની અને તણાઇ જવાની તૈયારી કરીજ છે.

**રમણચંદ્ર:** સાંભળ્યું, સાંભળ્યું તારૂં ટાયલું ! ગંભીર બનવાનો તારો ઉપદેશ મને પણ નથી જોઇતો. તારા ઉપદેશની અસર થાય, એવું મારૂં મન હવે કુમળું નથી. હવે બે ચાર માસ પછી કુમળી કાયા અને કુમળું મન તારા હાથમાં આવશે તેને તારા મન પ્રમાણે ગંભીર બનાવજે; ત્યાં તારો ઉપદેશ ચલાવજે; એના ઉપર તારા ઉપદેશનો પ્રભાવ પાડી તેને તારા કબજામાં પુરેપુરૂં રાખજે.

**ચંદ્રકાન્તઃ** ઠીક, ઠીક, હવે હું સમજ્યો. થોડા માસ પછી જે ભાગ ભજવવાનો છે તેનો અભ્યાસ આજથીજ આદરી આપણને રમા આમ અડાવે છે. એટલું તો ઠીક છે. થોડા માસ પછી કાલુંકાલું, બોબડું બોલવું પડશે, તેની ટેવ હમણાંથી નથી પાડતી. રમા! તું જે કહીશ તે આપણે તો સાંભળી લઈશું.

**રમાઃ** ભાઇ, તારે પણ શું આમ તડકામાં વખત વીતાડવો છે? એમના સ્વભાવનો શું તું ભોમિયો નથી ? એમને તો બસ, વખતે કવખતે મશ્કરીજ સૂઝે છે.

**ચંદ્રકાન્તઃ** બ્હેન, આવ અહીં જરા ચિત્ત સ્થિર કરીને બેસ. રમણ, તું પણ બેસ. (રમા અને રમણને બે બાજુએ લઇ વચ્ચે બેસે છે.) રમણ !, તારા દેખતાં મારે રમાબ્હેનને બે શબ્દ કહેવા છે. હું જે કહું છું તે તમો બન્ને એક ચિત્તે સાંભળજો. બ્હેન, હમણાંજ તેં કહ્યું કે રમણના સ્વભાવનો હું બચપણથી ભોમિયો છું. હા, એ વાત ખરી છે. અને તેના સંબંધમાંજ મારે તને કહેવાનું છે. બ્હેન ! આ રમણચંદ્ર એટલે આ જનસમુદ્રના ગીચ તળીએથી જડેલું એક અણમોલું રત્ન. બ્હેન, આવાં રત્નો મળવાં કઠણ છે. અને જો ભાગજોગે મળે તો તેમને હાથમાં રાખવાં તો અતિ કઠણ છે. રમણચંદ્ર બુદ્ધિવાન છે. વધારે તો શું કહું, પણ તે અલૌકિક બુદ્ધિવાન છે. એનો સ્વભાવ ખાનદાન છે. અને એણે જાતમહેનતથીજ પોતાના સદ્ગુણો વડે કીર્તિ અને માન સંપાદન કરેલાં છે. એની આત્મમાનના લાગણી તો એટલી તીવ્ર થઇ ગઇ છે કે એના કેટલાક સાચા અને જીવજાન દોસ્તોને પણ તે અસહ્ય થઇ પડી છે. હાલમાં તો એ પોતાની વહેવારી જીંદગીની શરૂઆતની સ્થિતિમાંથી પોતાનો માર્ગ કરી રહ્યો છે. પ્રતિસ્પર્ધીઓની ભીડમાંથી પોતાની બુદ્ધિને યોગ્ય એવે સ્થળે એને હજુ પહોંચવાનું છે. સઘળા વકીલોએ એકજ પરીક્ષા આપી સરખી ડીગ્રી મેળવી છે એટલે બધા વકીલો એને પોતાની સપાટી ઉપરજ

સમજે છે. પોતાના બુદ્ધિના બળથી તે સામાન્ય વર્ગમાંથી આગળ નીકળી જવાનો પ્રયત્ન કરી રહ્યો છે. તેથી તેને જોડેના બીજા વકીલો ઇર્ષાથી પાછા ખેંચી રહ્યા છે. તે ધંધામાં નામાંકિત જુના વકીલો પણ નવા બાહોશ વકીલની ઇર્ષા કરે છે. તેની તાજી બુદ્ધિની અને આત્મવિશ્વાસની ઉગ્રતા આ જુના ઇર્ષાખોરોને ઉદ્ધતપણું અને ગર્વ લાગે છે, અને તેથી તેઓ તેનો તિરસ્કાર કરે છે. બ્હેન, તું બહુ ચકોર છે. સાવચેતી રાખજે. પાછળનાઓને પાછા ધકેલી, સાથેનાઓને કોરે કરી, આગળનાઓને આગળ ધરી રમણચંદ્ર આ વખતે પોતાના જીવનકલહની ગર્દીમાંથી રસ્તો કાઢવા પ્રયત્ન કરી રહ્યો છે. ધંધાના મેદાનમાં એનું કૌતુક કરનારો, એને હિંમત આપનારો, એના મનનું સમાધાન કરનારો. એના મનને શાંતિ આપનારો અને એ જ્યારે ગુસ્સાના આવેશમાં આવે ત્યારે એનું તોલ સાચવનારો કોઇપણ દિલો-જાન દોસ્ત આ વખતે એની પાસે હોવો જોઇએ. એની મરજી સંપાદન કરી પોતાનો સ્વાર્થ સાધનાર એને ઘણા મળશે. હાંજીહાં કરી એને ખુશી રાખી એનાથી મળતો લાભ ઉઠાવનારાઓનું ટોળું જોત-જોતાંમાં એને વીંટળાઇ વળશે. પણ એની કીર્તિ, ઇજ્જત અને લોક-પ્રિયતા વધે તે માટે, એનો ધંધો, કમાઇ અને આબાદાની વધે તે માટે એની મહેરબાની અને મરજીની પણ પરવા રાખ્યા સિવાય એના ભવિષ્યના લાભ માટે એની ઇતરાજી વ્હોરી લેનાર, વખત પડયે એને દબાવી સીધે રસ્તે લાવનાર સ્નેહીની હાજરી હવે હંમેશ એની પાસે હોવી જોઇએ. સ્નેહીની ચઢતી માટે વખત આવ્યે સ્નેહીની ઇતરાજી વ્હોરી લઇ અથવા સ્નેહનું બલિદાન આપવાનો વખત આવે તો તે પણ આપીને સ્નેહીના હિતનેજ વળગી રહેવામાંજ જે ધર્મ સમજે છે એવા સાચા સ્નેહીની હવે એને જરૂર છે. બચપણથી આજ સુધી મારી પામરશક્તિ પ્રમાણે મેં એવી સેવા કરી છે. બ્હેન રમા, તારો તો એ પ્રાણ છે. હું કોણ? હું તો એક પરદેશી ફકીર જેવો છું. પણ સ્નેહી તરીકેનો મારો ધર્મ મને આજે આ બોલાવે છે. રમા! વિલાયત

જતાં પહેલાં આજે હું મારા સ્નેહીને, મારા સગા ભાઇ સમાન મિત્રને, મારા સુખ અને આનંદના આધારને, અરે! મારા પંચપ્રાણને તારે હવાલે કરૂં છું. (રમણનો હાથ રમાના હાથમાં મુકે છે.) રમા! એની અત્યંત કુશાગ્ર અને વિશાળ બુદ્ધિ હંમેશ પરોવાયલી રહે એવા કામમાં તું એને રોકી રાખજે. કુશાગ્ર એને વિશાળ બુદ્ધિ જો સારા કામમાં પરોવાયલી ન રહે તો ગજબ કરે છે. તું ડાહી છે, થોડામાંજ સમજી જા. કોઇ વખતે જો એનું મન નિરાશ થાય તો ચતુર રમા, તું તારી ચતુરાઇનો ઉપયોગ કરજે. બ્હેન, મારી સૂચનાઓને હૃદયમાં કોરી રાખજે. તમારા જેવું જોડું સંસારની શરૂઆતમાંજ આનંદસાગરમાં ડોલતું જોઇ કોને આનંદ ન થાય? સદ્‌ગુણસંપન્ન વરવધૂને ભેગાં કરી આ સુંદર જોડું બનાવવાનું માન મેળવવા તો હુંજ ભાગ્યશાળી નીવડ્યો છું. એટલે મારા આનંદની તો વાતજ શી કરવી?

**રમણચંદ્ર:** શાબાસ! ચંદ્રકાન્ત, તેં પણ ખૂબ કરી. તું તારી દાક્તરની જાત ઉપર ગયો ખરો. આખરે મારા મનને કયું ઔષધ લાગુ પડશે તે તેં એના મનમાં બરોબર ઠસાવી દીધું છે. ઠીક, દાક્તરસાહેબ, વિલાયતથી પાછા આવતા સુધીની મારે માટેની દવા તો કરી દીધી છે, હવે ચરી શી પાળવી તે કહી દો, એટલે થયું. એકવાર મને વેદીઓ કહ્યો, તેથી તારૂં સમાધાન ન થયું ખરૂં? કંઇ અમથું વગર વિચાર્યું બોલીને એક કાળજીનો કૂર કીડો તેં એના હૈયામાં ઉભો કર્યો છે. હવે બે વરસ સુધી તું પાછો આવે ત્યાં સુધી તારી કાળજી અને મારી કાળજી એવી રીતે કાળજીના કીડાની જોડ એના હૃદયને કોરી ખાવા માટે તેં પેદા કરી છે.

**રમા:** શું, બે વરસ સુધી ત્યાં પરાયા દેશમાં તું રહેવાનો ભાઇ? આપણું કોઇ ઓળખાણુપિછાનવાળું માણસ પણ ત્યાં નહિ, અને તેમાં વળી તારી પ્રકૃતિ આવી નાજુક. ભાઇ! કેમ થશે?

**રમણચંદ્ર:** તમારા બૈરાંઓનું શાસ્ત્રજ કંઇ જુદું હોય છે. હા,

એવી એની પ્રકૃતિ નાજુક છે તેથી થયું શું? એ અહીં રહે અને ન જાય તો શું તું એને અમર બનાવવાની છું?

**ચંદ્રકાન્ત:** રમણ, તું મનુષ્યસ્વભાવની અને તેમાં વળી સ્ત્રી-સ્વભાવની કલ્પનાજ નથી કરી શકતો. પોતાના પ્રિય માણસોનું પોતાની ગેરહાજરીમાં જો કંઇ ભૂંડું થાય તો તે બીજાની બેદરકારી-થીજ થયું હશે, એવી કલ્પના સ્ત્રીઓ તો કરવાનીજ. સ્ત્રીઓનો સ્વભાવજ એવો છે. જો કોઇ પોતાનું માણસ પાસે હોત તો આવો પ્રસંગ ન આવત, એવું સ્ત્રીઓને લાગવાનુંજ.

**રમણચંદ્ર:** (રમાને) સર્વનું સંરક્ષણ કરવાની સર્વ જવાબદારી તો એ સર્વશક્તિમાન પ્રભુએ પોતાને શિરે લીધેલી છે. તારૂં બધું ડહાપણ અને પ્રભુ ઉપરનો અચળ વિશ્વાસ આવે વખતે ક્યાં જાય છે? જો એ પરમેશ્વર અનુકૂળ હોય તો મહાસાગરમાં તોફાનના સપાટામાં સપડાયલો તારો ચંદ્રકાન્ત તારા પ્રયત્ન સિવાય સહીસલામત તારી પાસે આવી ઉભો થશે. અને જો પરમેશ્વર પ્રતિકૂળ હશે તો અહીંજ તારી નજર આગળ હજારો પ્રયત્નો ચાલુ હશે તો પણ મહાસાગરની જરૂર નથી, મહાન્ નદીની જરૂર નથી, મોટા સરોવરની જરૂર નથી, પણ ફક્ત એકજ પ્યાલામાં તે એને ડૂબાવી દેશે. એની ગતિ ગહન છે. (ભ્રમણ આવે છે.) કેમ ભ્રમણ, ગાડી તૈયાર છે કે? તૈયાર હોયતો જા, લઇ આવ.

**ભ્રમણ:** હમણાંથી ગાડી શું કામ રોકી રાખું? જમ્યા પછી હું તરત લાવું છું.

**રમણચંદ્ર:** (ઘડીઆળ જોઇને, રમાને) વખત ઘણો થયો છે. જા, તું પાટલા મુકાવી થાળીઓ પીરસાવ. અમે આવીએ છીએ. ભ્રમણ, તું પણ જા અને ગાડીઓ બે ત્રણ તૈયાર કરી લાવ. આપણે બધાં, ભાઇને વળાવવા જઇશું. જાઓ, જાઓ, હવે તમે અહીં

સાંભળવા ન થોભો, ( બન્ને જાય છે. મિત્રને ભેટીને ) ભાઇ, તું આજે આમ ચિંતામાં કેમ? તને ચિંતાતુર દેખી મને ખેદ થાય છે.

**ચંદ્રકાન્ત:** રમણ ! વૈદ્યવિદ્યાનો અભ્યાસ પુરો કરવા માટે હું આજ હિંદુસ્તાન દેશ છોડીને યૂરોપ જાઉં છું. ભાઇ, મનુષ્યની જીંદગીમાં જ્યારે જ્યારે ક્રાન્તિ થાય છે, ફેરફાર થાય છે ત્યારે ત્યારે તેનું મન ભૂતકાળના સ્મરણ અને ભવિષ્યની કલ્પનાથી તદ્દન આકુળ-વ્યાકુળ બની જાય છે. વિદ્યાર્થીજીવનનો સમાપ્તિકાળ, વિવાહકાળ, જીંદગીમાં જોડાવાનો કાળ અને ઘરના મોટા માણસના મૃત્યુનો કાળ, એ મનુષ્યની જીંદગીમાં ક્રાન્તિ થવાના પ્રસંગો છે. મનુષ્યને માટે એ પ્રસંગો અણીના હોય છે. આવા પ્રસંગો તો દરેકની જીંદગીમાં આવવાનાજ. મને આ વખતે દુઃખદારિદ્રયથી ઘેરાએલી મ્હારી હિંદમાતા અને આવતી કાલે મ્હારી નજર આગળ ખડો થતો ઇંગ્લાંડનો ધનવૈભવ એ બન્ને દેખાય છે. આવે વખતે મારૂં અંતઃકરણ વ્યાકુળ બને તેમાં શી નવાઇ ? આવતી કાલે હું મારી જન્મભૂમિથી દૂર થઇશ, મારી વ્હાલી માતૃભૂમિનો મને આવતી કાલે વિયોગ થશે. બાપનો વારસો મેળવવામાં પણ નાનામોટાનો વિચાર કરવામાં આવે છે. અને ગુણદોષ જોઇને લાયકીનાલાયકી તપાસીને તેની વહેંચણી થાય છે. આ જગતમાં, આ સંસારમાં લાયકીનાલાયકીનો પ્રશ્ન તો ફક્ત જનની અને જન્મભૂમિના પ્રેમનો વારસો મેળવતી વખતેજ આગળ ધરવામાં આવતો નથી. એક બાપનું નામ તારે છે અને બીજો બાપનું નામ બોળે છે. જેવી રીતે જન્મદાત્રી માતા તરફ આંગળી કરી 'આજ મારી મા છે' એ કહેવાનો હક્ક બન્નેને સરખો છે, તેવીજ રીતે 'આ મારી જન્મભૂમિ છે' એ કહેવાનો હક્ક પણ લાયક, નાલાયક, સદ્દગુણી, દુર્ગુણી, રંક, રાય, નાના, મોટા સર્વેને સરખોજ છે. તેથી કહેવાય છે કે" **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी** । મિત્ર, પ્રેમ જેવું નિઃસ્વાર્થ પાત્ર જગતમાં માતાજ...અહાહા.

મારી મા ગુજરી ગઈ તે વખતે મને જે શોક થયો હતો તે આજે મારી નજર આગળ ફરીથી તાજો થાય છે. ભાઈ, આ ભૂમિ ઉપર મારો, તારો, એનો, તેનો સર્વ કોઈનો પ્રેમનો હક્ક તદ્દન સરખોજ છે. ઋષિઓના યજ્ઞકર્મની યાગભૂમિ ! શિબિ અને ગૌતમ જેવા મહાત્માઓની ત્યાગભૂમિ ! યુધિષ્ઠિર, અશોક જેવાની જે ધર્મભૂમિ ! પૃથ્વીરાજ અને પ્રતાપ જેવા પ્રભાવશાળી વીરોની જે કર્મભૂમિ, તેજ આપણી આ જન્મભૂમિ ! ! આ જન્મભૂમિ તરફ જોઈને હિંદુ-ધર્મતારક શ્રી શિવાજી મહારાજે જેટલા અધિકારથી કહ્યું હશે કે "આ મારી જન્મભૂમિ"—આજ ભૂમિ તરફ જોઈને આર્યધર્મ-રક્ષક સ્વામી દયાનંદ અને વિવેકાનંદ આદિક મહાન્ પુરૂષોએ જેટલા અધિકારથી કહ્યું હશે કે "આ મારી જન્મભૂમિ"—આજ ભૂમિ તરફ જોઈને લોકમાન્ય તિલક મહારાજ અને દેશભક્ત ગોખલે જેવાઓએ જેટલા અધિકારથી કહ્યું હશે કે "આ મારી જન્મભૂમિ"—એનીજ તરફ જોઈને મહાત્મા ગાંધીજી, મૌલાના શૌકતઅલી અને વીર લાલા લજપતરાય જેટલા અધિકારથી કહે છે કે "આ મારી જન્મભૂમિ"—કાલે ઈંગ્લાંડથી પાછો આવ્યા પછી તેના તરફ જોઈને મારા જેવો પામર પણ તેટલાજ અધિકારથી કહી શકશે કે "આ મારી વ્હાલી-ભરતભૂમિ, જન્મભૂમિ"—એટલું જ નહિ પણ ત્યાં સુધી કહેશે કેઃ—

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।**
**तयोरुद्धरणार्थाय प्राणांस्त्यक्त्वा धनानि च॥**

બોલો વન્દે માતરમ્!

(બન્ને જાય છે.)

## પ્રવેશ બીજો

**સ્થળઃ**—ભ્રમણનું ઘર.

**પાત્રોઃ**—ભ્રમણ અને ભગીરથ.

**ભ્રમણઃ** (બે પગની વચ્ચે સીસો પકડી બુચ ખોલે છે.) આ દેશના લોકો કેવા મૂર્ખાં છે? અનુભવ સિવાય પોતાનો મત ઠોકી બેસાડે છે, અને કેટલાક તો અનુભવથી વાત સિદ્ધ થાય તો પણ પોતાનોજ કક્કો ખરો કરવા મંડી પડે છે. કહે છે કે "દારૂની ટેવ તુટતી નથી, અને મદિરા ગળે પડે છુટતી નથી". કવિઓ પણ દોઢડાહ્યા હોય છે. લખે છે કે, "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી." શું દારૂની ટેવ નથી છુટતી? અરે! ના કેમ છુટે? એની શી મગદૂર છે? ભલે એમ માનો કે એની ટેવ નથી છુટતી તો શું તેથી દારૂ ખરાબ? એવું કહેનારાઓ તો દોઢડાહ્યા છે દોઢડાહ્યા!! એમને બકવાદ કરવા દો. (પ્યાલો ભરી આપે છે.) લો, આપણે તો દોસ્ત, ઉડાવો. (બીજો પીએ છે.) ભગીરથ! દારૂની વિરૂદ્ધ બકવાદ કરનારાઓમાંથી ઘણાને તો તેના માહાત્મ્યની ખબરજ નથી. કેટલાકે તો એનો સ્વાદ પણ નહિ ચાખ્યો હોય, કેટલાકના કર્મમાં તો એવાં કોડીઆં હશે-ફુટેલાં હશે કે એમણે હજુ સુધી મદિરાદેવીનાં દર્શન પણ નહિ કર્યાં હોય. એનાં દર્શન કર્યાં સિવાય, એનું મહત્વ જાણ્યા સિવાય, એનો સ્વાદ ચાખ્યા સિવાય એને વખોડી

કાઢવો એ શું અન્યાય નથી ? ઘણા દોઢડાહ્યાઓ તો મોટી મોટી બૂમો પાડીને કહે છે કે "સરકારે અન્યાય કર્યો છે," "અમલદારોએ અન્યાય કર્યો છે." મોટા મોટા મૂર્ખાઓ એવું બકે છે અને બેવકૂફો તાળીઓ પાડે છે. પણ એ હરામખોરો પોતાના પગ તળેનું બળતું નથી જોતા. એ ભાષણીઆઓએ અને એમના ચેલાઓએ પણ દારૂ અને તાડીને અન્યાય કર્યો છે. સરકાર અને સરકારી અમલદારો અન્યાય કરી રહ્યા છે એ વાત તો જાણે સાચી છે, ખરી છે, તદ્દન ખરી છે; પણ દારૂ અને તાડીને અન્યાય કરનારાઓને અન્યાય માટે બૂમો પાડવાનો શો હક્ક છે ? શો અધિકાર છે ? ભગીરથ ! તમે આવા બેવકૂફોના ભાષણો સાંભળ્યા છે કે નહિ ? એવા ભાષણોની તમારા ઉપર શી અસર થઇ ?

**ભગીરથ**: અસર તો બાઈ થાય છે, પણ ઉંડી નહિ. તને જોઉં છું અને ભાષણ ભૂલું છું. ગમે તેમ હોય પણ એમનો એક મુદ્દો તો મને ખરો લાગે છે કે "દારૂને એક વખત આશ્રય આપ્યો કે તે જીંદગીનો ગળે ચોંટ્યો સમજવો." "એતો મગરની પકડ સમજવી." અરે, પણ આપણે પણ કાં નથી જાણતા. મદિરા મગરના જડબામાં જે સપડાયો તેને તો પીપમાં બૂડી મરેજ છુટકો. એતો વળગ્યો કે છુટતોજ નથી. પણ તેથી શું ? બસ એતો એજ, ઉડાઓ. પણ...

**ભ્રમણ:** શું, એટલા ઉપરથી જ દારૂ ખરાબ સાબત થાય છે ? તમે તો બાઇસાહેબ ભણ્યા પણ ગણ્યા નહિ. દંભી માણસો તો દમ ભીડાવીને ગમે તેવી દલીલો કરે પણ તેના ઉપર તમે તમારી અક્કલ દોડાવશો કે નહિ ? ભગીરથ, સાંભળો, હું તમને એ સંબંધમાં બે શબ્દ કહેવા માગું છું. તમે વિશ્વવિદ્યાલયના પદવીધર છો. તમે ચાર દિવસ પરીક્ષા આપીને પદવી મેળવી. અને તે તમને જન્મની ચોંટી છે. માટે શું તે પદવી ખરાબ થઇ ગઇ ? એનો ત્યાગ કેમ કોઇ નથી કરતું ? એ તો બધી છોકરાં સમજાવવાની વાતો છે, વાતો. એ ભાષણીઆઓમાંથી કેટલા જણે પદવી લેવાનું માંડી વાળ્યું છે ? પહેલાં અંગ્રેજી ૨૬ અક્ષરોમાંથી

પદવી મેળવવા લોહીનું પાણી કરતા હતા. તે વખતે તેનો મોહ હતો. હવે દેશી બારાખડીમાંથી પદવી મેળવવા તળે ઉપર થઇ રહ્યા છે. આ વખતે આવો મોહ છે. પણ મૂળ વાત તો કાયમજ છે. પદવી મેળવવા માટે તો બધાએ તનતોડ મહેનત કરી રહ્યા છે.

**ભગીરથ:** ( હસીને ) વાહ ! દલીલ પણ જેનું નામ છે.

**ભ્રમણ:** સાંભળો, સાંભળો, હજુ તમારી ખાત્રી કરૂં. બીજો દાખલો લો, પરણેલી બૈરીનો. એક ફેરા વરમાળા આરોપી કે આખી જીંદગી સુધી બૈરી ગળામાં પરોવાયલી હોય છે. તો શું કોઇએ એથી પરણવાનું માંડી વાળ્યું છે ? કેટલા ભાપણીઆઓ આ વિચારથી વાંઢા રહ્યા છે ? જો પદવી ત્યાજ્ય નહિ, બૈરી ત્યાજ્ય નહિ, તો દારૂજ કેમ ત્યાજ્ય ? મને તો આમાં યાર, કંઇ જુદુંજ દેખાય છે.

**ભગીરથ:** પણ ભ્રમણ, આ ત્રણે વાતો સરખી નથી. એમની એક બીજા સાથે તુલના શી રીતે થાય ? પદવી અને બૈરી જીંદગી સુધીના ચોંટે તો પણ શું તેનાં પરિણામો દારૂની માફક ખરાબ આવે છે ? નહિ જ.

**ભ્રમણ:** હા, હા, તેનાં પરિણામો તો દારૂ કરતાં પણ વધારે ખરાબ આવે છે, એ હું છાતી ઠોકીને કહું છું; સાબિત કરી બતાવું છું. આવી બાબતો માટે તો દલીલો મારા ગજવામાં ભરેલી છે. જુઓ, સાંભળો. જરા ઝીણી બુદ્ધિથી વિચાર કરજો. પત્ની અને પદવી એ બે પ્રેમ પેદા કરનારી વસ્તુઓ છે. અને પ્રેમનાં પરિણામ તો દારૂ કરતાંએ ભૂંડાં નીપજે છે એ આખું જગત જાણે છે. ઠીક, પણ આપણે વાતોમાં વિવેક ભૂલ્યા. દારૂને ન્યાય અને સીસાને ઇન્સાફ આપવાનું તો ભૂલીજ ગયા. ( પ્યાલો ભરીને આપે છે. ) લો, ભગીરથ, આ તો શુદ્ધ ભાગીરથી છે. એની ના કેમ પડાય ?

**ભગીરથ:** ( પીએ છે. ) ઠીક, હું ના નથી પાડતો તારી ખાતર, પણ પ્રેમનાં પરિણામ દારૂ કરતાં ભૂંડાં શી રીતે આવે છે, તે મને વિગતવાર સમજાવ. ભ્રમણ ! સુંદર સાધ્વીના પ્રેમ આગળ મદિરાની શી કિંમત છે ?

**ભ્રમણ:** વાહ રે વાહ ! પઢીત પશુઓ તો દેશમાં વધવાજ લાગ્યા. પ્રેમમાં શું રહસ્ય બળ્યું છે ? પ્રેમ કરતાં મદિરા દરેક રીતે શ્રેષ્ટ છે. જુઓ, પ્રેમના પાશમાં ખુદ રાજા પણ તદ્દન ગુલામ બને છે. પણ મદિરાપાશમાં તો ગુલામનો ગુલામ પણ રાજા કરતાં વધારે મોજ ભોગવે છે. કેટલીકવાર પ્રેમ તો ભીખ મંગાવે છે, ત્યારે મદિરાની ઉદારતાને મર્યાદાજ નથી હોતી. પ્રેમની ખાતર પ્રણિનીની લાતો પણ ખાવી પડે છે અને મદિરાનો પ્રસાદ પામનાર પુરૂષ તો આખા જગતને લાતો મારવાની તાકાત ધરાવે છે. પ્રેમના પંજામાં સપડાતો માણસ બાવરો બને છે; પણ મદિરાસેવનથી તો કલ્પનાશક્તિ અજબ ખીલે છે. બહુ નથી કહેતો, ટુંકમાંજ સાર સાંભળોને, કે પ્રેમથી બહુ થાય તો એક મદિરાક્ષી મેળવી શકાય પણ મદિરાથી આંખો લાલ થઇ એટલે પોતાની જાતનેજ મદિરાક્ષી બનાવી શકાય. બોલો પ્રેમ કરતાં મદિરા શ્રેષ્ટ કે નહિ ? બોલો...બોલો... "બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો." "બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો." ( ડોલે છે. )

**ભગીરથ:** ( ઝોકાં ખાય છે. ) ખરી વાત છે, તારૂં સઘળું ખરૂં છે. હમણાં સુધી આ વાતો મારા ધ્યાનમાં નહોતી આવી. અને એક વાત તો તું પણ ભૂલ્યો, કે પ્રેમપાશમાં સપડાયે કેટલીએ રાતો વગર ઉંઘે વેઠવી પડે છે અને મદિરામાં મશગુલ થએ રાત્રિ તો શું પણ દિવસે સુદ્ધાં નિદ્રાદેવી પ્રસન્ન રહે છે. ( દારૂની ઘેનમાં. ) પણ ભ્રમણ.. તને...એક...વા...ત...પુ...છું...પુછું...પુછું...પુછું......

**ભ્રમણ:** પુછો......પુછો......પુછો......"પુછો મારા પ્રેમી પોપટજી વાત પુછો." "પુછો મારા પ્રેમી પોપટજી વાત પુછો." ( ભગીરથને હલાવે છે. )

**ભગીરથ:** ( ખુંખારીને ) ત્યારે કહે ભ્રમણ મદિરાપાન નીતિને પોષક છે ? દારૂ નીતિનો ભક્ષક કે રક્ષક ? એની વૃદ્ધિ કરનારો કે ક્ષય કરનારો ?

**ભ્રમણ:** ( ભગીરથને હલાવીને. ભગીરથ ભડકે છે. ) ભગીરથ, આમ ભડકો છો કેમ ? એ તો હું ભ્રમણ. સાંભળો, તમારા સવાલનો જવાબ. ( ભગીરથના કાનમાં. ) મદિરાપાન નીતિને પોષે છે. સૂરાપાન નીતિને રક્ષે છે. મદિરાપાન નીતિને વધારે છે. જુઓ, તમને દાખલાથી સમજાવું. મદિરાભક્ત કોઇ દિવસ ખોટું તો બોલતો જ નથી, કારણ ખોટું ગોઠવતાંજ એને આવડતું નથી. મદિરાભક્ત કદી કોઇની ચાડી તો કરતોજ નથી, કારણ કોઈ શું બોલ્યું તેની એને યાદજ રહેતી નથી. મદિરાભક્ત કદી કોઈનો વિશ્વાસઘાત કરતો નથી, કારણ એના ઉપર કોઈ વિશ્વાસજ મુકતું નથી. ચોરીની બાબતમાં તો સૂરાસેવક તદ્દન નિર્દોષ હોય છે. એક અમથી ગમે તેવી ન્હાની ચોરી કરે તો પણ તે છુપાવી શકતો નથી. તુરત એ તો એ વાત પણ બોકી દે છે.

**ભગીરથ:** શાબાસ ભ્રમણ ! તેં મારો ભ્રમ ભાંગ્યો ખરો. મદિરાભક્ત ચોરી તો નથીજ કરી શકતો અને કરે તો પણ છુપાવી તો શકતોજ નથી. સાચી વાત. સાચી વાત. તદ્દન સાચી વાત.

**ભ્રમણ:** હવે તમારી પ્રેમની વાત તપાસો. કોઇ કોઇનું ચિત્ત ચોરે છે, તો આશુક માશુકો એકબીજાની ચોરીથી છુપી મુલાકાતો લે છે. કેટલાએ ગાંધર્વવિવાહ ચોરીથી થાય છે. એકબીજા તરફ પ્રેમ-કટાક્ષ કરવાનાં તે પણ ચોરીને. અરે, ટુંકમા કહું તો એ બધો મામલોજ ચોરીનો છે.

**ભગીરથ:** ભ્રમણ, ભ્રમણ, એ બધી વાત ખરી પણ પ્રેમનો પાશ કેવો અજબ છે, એ વાત તો મારે કબૂલ કરવીજ પડશે. પ્રેમથી બન્નેનો એક જીવ થઇ જાય છે એક જીવ, સમજ્યો.

**ભ્રમણ:** ના, હું તો એ વાત નથી કબૂલ કરતો. પ્રેમના ઈતિ-હાસમાં આશુક માશુક બન્નેનો મળી એક જીવ નથી થતો, પણ એક દંપતીના બે જીવ દસ-પંદર પ્રાણીઓની હારમાળા તો પેદા કરે છે. અરે, આ આપણા હિંદનું વંશવૃક્ષ તેત્રીસ કરોડ ફળથી નમી પડ્યું

છે. એ ઝાડ ઉપર ગજબ ભાર થયો છે.એની ડાળીઓ પણ ભાંગુ ભાંગું થઈ રહી છે. અને મહેશ્વર નહિ જાગે તો મૂળ સાથે ઝાડ ઉખડી જશે. કહો, આ વૃક્ષ ઉપર ફળનો બોજો લાદવામાં કોણ ગુન્હેગાર છે? આમાં મદિરાનો દોષ નથીજ, સૂરા ગુન્હેગાર નથીજ. દારૂ નિર્દોષ છે. એ વૃક્ષના મૂળમાં દારૂ, સૂરા, તાડી કે મદિરાનું સિંચન નથી કરવામાં આવ્યું. એ અસલ હજારોને આશ્રય આપનારો વૃદ્ધ તુટું તુટું થઇ રહ્યો છે. એ પ્રેમનાજ પ્રતાપ છે, મદિરાના નહિ. મદિરાના તો એ વૃક્ષ ઉપર ઉપકારજ છે. એની ઉપરનાં ફળ ઓછાં કરી ભાર ઓછો કરવામાં તો મદિરાની મુખ્ય મદદ છે. બે જીવના એક જીવ કરવાનું અર્ધું કામ દારૂ તો કરતોજ નથી. દારૂ તો એવું અરધું કામ કરતાં શરમાય છે. એની ખાનદાની ઓર છે. એતો કેટલાએ જીવને પુરા કરવાનું માન ધરાવે છે.

**ભગીરથ**: હા, હા, હવે સમજ્યો; હવે મને યાદ આવ્યું કે સૂરા તો ભસ્માસૂરનો અવતાર છે, અને મદિરા તો મહેશ્વરની સાક્ષાત મૂર્તિ છે.

**ભ્રમણ**: એમ, ત્યારે હવે કેવું સમજ્યા. સમજ્યાને હવે? મહેશ્વર જો પોતાનો પ્રભાવ પ્રગટ ન કરે તો બ્રહ્મા અને વિષ્ણુ ઝખ મારે ઝખ.

**ભગીરથ**: ( દારૂની લ્હેરમાં ) કબૂલ......કબૂલ......કબૂલ છે. એ બ્રહ્મા ઝખ મારે......વિષ્ણુ ઝખ મારે......મહેશ્વર ઝખ મારે...... ભ્રમણ ઝખ મારે......હું ઝખ મારૂં......દારૂ બડી અજબ ચીજ હૈ.

**ભ્રમણ**: ( હાથ ખેંચીને ) હજુ તો પાશેરામાં પહેલી પુણી છે, પહેલી. હમણાંથીજ એમ કેમ ડોલો છો? લવારી કેમ કરો છો?

**ભગીરથ**: ભૂલ્યો, ભૂલ્યો, પણ હું તારૂં સઘળું સમજી ગયો ખરો!

**ભ્રમણ**: હવે તો સમજોજ તો. બાપની બ્હાંય પકડી ને હવે ન સમજો તો જાવ ક્યાં? મેં તમને દારૂનું દાન દીધું. તમે મદિરાનું

પાન કીધું. સૂરાએ તમારો સ્વીકાર કીધો. એ બધી વાતો બની ત્યારે તમારી અક્કલ ઉઘડી. કેમ હવે આવ્યાને ઠેકાણે? એમ છે ત્યારે સૂરાના પ્રતાપ!! તમારી પદવીએ કે તમારી વિદ્યાએ તમારી અક્કલ ન ઉઘાડી, પણ તે કઠણ કામ દારૂએ કર્યું. ત્યારે બોલો હવે, દારૂ શ્રેષ્ઠ ખરો કે નહિ?

**ભગીરથ**: ભાઈ, દારૂ શ્રેષ્ઠ અને સોંઘો, બન્ને. લે, થયું હવે. તારા પુછ્યા વગર કહી દીધું.

**ભ્રમણ**: એતો સોંઘું ભાડું અને સિદ્ધપુરની જાત્રા. જગતમાં સમાનભાવ થાય એટલી વિદ્વત્તાએ ચઢવા માટે તો કેટલાંએ વરસ લાગે અને કેટલાએ રૂપીઆ ખર્ચાય. ભેદભાવ ભૂલી જવા માટે કેટલાં બધાં વરસ થોથાંમાં માથાં મારીને અભ્યાસ કરવો પડે અને કેટલાએ કલાલની કમાઈ થોથાં અને પોથાં ખરીદવામાં ખર્ચ થાય અને જમાના સુધી ગાંદનું ગોપીચંદન કરી જીંદગીની ખરી મ્હેનત ભોગવવાનો કાળ હોય ત્યારે કાગળીઆં સાથે કુસ્તી ખેલવી પડે.

**ભગીરથ**: હા, અને આ બધું ખર્ચ કર્યાં પછી અને મહેનત કુટચા પછી જે ફળ મળવાનું તે તો દસ આનાનો દારૂ પીધે મળે. દારૂનો નીશો તો સમાધિનું સુખ આપે છે, સમાધિનું.

**ભ્રમણ**: મોટા મોટા મહાન પુરૂષો જે જગતને પોતાના જેવું માને છે, અને ભેદભાવ ભૂલે છે તે શું નીશા વગર બને છે? અરે, નીશા વિના તો તેમની સિદ્ધિજ નથી. પણ લોકોની ટીકા ખમવાની તેમની તાકાત નહિ એટલે હબસીભાઈના ડાબા કાન જેવું કરે છે. દારૂનો નીશો નહિ ત્યારે કાગળીઆનો નીશો કરે છે-સમાધિ ચઢાવે છે. હૈયાફુટાઓને સીધા રસ્તા ના જડે. બેવકૂફ બમણી મહેનત કરે.

**ભગીરથ**: પણ ભ્રમણ, જો તું ન ચીડાય તો એક વાત પુછું. જો, હું દારૂની વિરૂદ્ધ નથી હોં, પણ હું મુમુક્ષુ છું. મારી શંકાનું સહેજ સમાધાન કરવાનું છે, જો તું ન ચીડાય તો કહું.

**ભ્રમણ**: હા, હા, ખુશીથી પુછો. દલીલની ખોટ હોય તે ચીડાય. હિંમતમાં ખામી હોય તે ચીડાય, જેની જીભ લંગડી હોય તે ચીડાય.

આપણા તો હોઠ સાજા એટલે ઉત્તર ઝાઝા. પુછો, પુછો, જે પુછવું હોય તે પુછો....મારા " પ્રેમી પોપટજી " વાત પુછો, મારા " પ્રેમી પોપટજી " વાત પુછો. ( દારૂની લ્હેરમાં મસ્ત બને છે. )

**ભગીરથ**: દારૂથી ભેદભાવ ટળી જાય છે ખરો ? જો સાચે સાચું કહેજે. જો જુઠું બોલે તો તને અંબામાના સમ, તને બહુચરમાના સમ, તને વળગી પડશે જમ, સાચું બોલજે, હાં. એક પ્યાલો હજુ આપ. ( પીએ છે. )

**ભ્રમણ**: ભેદભાવ તો ટળીજ જાય છે. અને તે કેવો કે મનથી–પુરા મનથી—ફકત બહાર બતાવવાનો નહિ. ( પ્યાલો પીને. ) બજુતરમાં સરગ જેટલો ઉંચે ચડે ત્યારે તેને પુરૂષ, સ્ત્રી, પોતાનું, પારકું બધું સરખું લાગે છે, અને અહીં તો બે બાટલા એવડો ચઢાવ્યો કે સરગથી ઉંચે, પછી તો તેને પુરૂષ સરખાં, બૈરાં સરખાં, પોતાનું અને પારકું સૌ સરખું; અરે, સુરાસમાધિનો સાધુ તો એથી એ ચડે. એતો બૈરી અને બ્હેન, મા અને બૈરી સર્વને સરખાં ગણે. માને બૈરી કહીને બોલાવે અને બૈરીને બ્હેન કહી દે. કેટલાક તો બ્હેનને બૈરી કહી તેનું બાવડું પકડે. એવડાની બ્રહ્માકર વૃત્તિ ઔર છે. ત્યાં બાપાની ગુલામી ન ચાલે. ભગીરથજી...છે એ દમ, છે એ જોર, છે એ શકિત-તમારા થોથાંથી બનેલા સાધુઓમાં ? શેની હોય. ક્યાં કાગળીઆંનો નીશો અને ક્યાં દારૂનો નીશો ? અસલ તે અસલ અને નકલ તે નકલ. સર્વે બંધનોને તોડી યથેચ્છ વિહરવા જો સાચું સ્વરાજ પ્રાપ્ત કરવું હોય તો તેની ખરી ચાવી આ " પ્યાલા "માંજ છે. અરે ! પેલા સ્વરાજ્યવાદીઓ અમારા સ્વાતંત્ર્ય સુખની મઝા કયાંથી જાણે ? જો જાણે તો આજેજ તેમનો બેડો પાર. મનસ્વાતંત્ર્ય, વ્યકિતસ્વાતંત્ર્ય, ધર્મસ્વાતંત્ર્ય, કર્મસ્વાતંત્ર્ય અને એવા એવા મુડદાલ સ્વાતંત્ર્યમાં બંધની કંઇક પણ ગંધ છે, જ્યારે આપણી આ ચીજમાં તો સ્વચ્છંદ સ્વાતંત્ર્ય છે, નિર્બંધ સ્વાતંત્ર્ય છે. કેમ દોસ્ત ?

**ભગીરથ**: તારી દલીલો આગળ તો બાઇ થાકી ગયા. તારૂં બધું કબૂલ.

**ભ્રમણ**: તમારા મનનું સમાધાન થયું તેથી મારા મનને શાંતિ થઇ. અને હું દલીલની પરીક્ષામાં પસાર થયો-પેહેલે નંબરે અને ખાસ વર્ગમાં. તેથી તેના આનંદમાં લો ત્યારે. ( પ્યાલો આપે છે. ) હં, બસ્સ ઉડાવો. ( બન્ને પીએ છે. )

**ભગીરથ**: બસ બહુ થયો, હવે તો નહિ પીઉં...પણ...ભૂલ્યો. તારી તંદુરસ્તી તો હું પીઉંજ, અને તે તારીજ ખાતર. બીજા કોઇની તંદુરસ્તી હું આજે નહિજ પીઉં. ( પીએ છે. ) ભ્રમણ હવે તો જવાનો વખત થયો છે. હવે હું રજા લઉં છું.

**ભ્રમણ**: ( ભગીરથનો હાથ પકડીને ) ઠીક સાહેબ, તમે પણ ખરા. મારી તંદુરસ્તી તમે પીધી અને તમારી હું ન પીઉં ? તમને હક્ક છે ત્યારે શું મને હક્ક નથી ? હું તમારી સલામતી પીશ અને તમને પાઇશ. એતો પીવોજ પડશે, નહિ ચાલે. વહેવારના ચાલ છે.

**ભગીરથ**: લાવ, ત્યારે થોડો વધારે, પણ થોડો આપજે હોં.

**ભ્રમણ**: એ કંઇ નહિ ચાલે. જેટલો આપું તેટલો લેવો પડશે. સલામતીમાંથી જો, એક ટીપું બહાર પડયું કે પ્યાલામાં રહ્યું તો સલામતી જોખમમાં આવી પડશે, સમજ્યા. ( પ્યાલો આપે છે. )

**ભગીરથ**: ( પીને ) તારા માન ખાતરજ આ પ્યાલો પીવો. હવે નહિ. બોલ ભ્રમણ ત્યારે હવે, જગત કેવું છે ?

**ભ્રમણ**: જગત્ સ્વાર્થી છે. તમે સ્વાર્થી છો. હું સ્વાર્થી છું. અટૂલ દારૂબાજને આવો સ્વાર્થ ન શોભે. દારૂબાજ તો નિઃસ્વાર્થની પ્રતિમાજ હોય છે. મને લાગ્યું હતું કે તમે ભણેલા, વિદ્વાન અને ડાહ્યા છો એટલે તમારામાં કંઇ નિઃસ્વાર્થપણું હશે. પણ ક્યાંથી હોય ? હજુ તમે અટૂલ સુરાભક્ત નથી બન્યા. નહિ તો મારી તંદુરસ્તી અને પોતાની સલામતી પીતાં પહેલાં તમારાં મરેલાં માબાપના નામે

એમની ઉમ્મરના પ્રમાણમાં તમારે એકાદ મોટો પ્યાલો પીવો જોઈતો હતો. માતપિતાને નામે દીકરાએ પીધેલો દારૂ તો માતપિના આકાશ કે પાતાલ જ્યાં હોય ત્યાં તેમનાં મ્હોંમાં જઇને પડે છે.

**ભગીરથઃ** હવે સમજ્યો હું. મારા ભણતરમાં આ નહોતું આવ્યું. આથીજ આખો દેશ બૂમ પાડી ઉઠયો છે કે સરકાર જે ભણાવવું જોઇએ તે નથી ભણાવતી અને જે નહિ ભણાવવું જોઇએ તે ભણાવે છે. "દીકરાએ પીધેલો દારૂ મરેલાં માબાપ જ્યાં હોય ત્યાં તેમનાં મ્હોંમાં જઇને પડે છે" એમજ કહ્યુંને તેં ભ્રમણ ?

**ભ્રમણઃ** હા, મેં એજ કહ્યું.

**ભગીરથઃ** હવે મને યાદ આવ્યું કે મારા ગયા જન્મના દીકરાએ આજે મારે નામે કોઇ ઠેકાણે દારૂ પીધો હશે તેથી આજે તો વગર માગ્યે મને પુછ્યા સિવાય તેં એકદમ પહેલો જ પ્યાલો મારા મ્હોંમાં રેડી દીધો. આવા દાખલાથી સાબિત થયેલું સત્ય કોણ ના માને ? ભ્રમણ, હવે તો મને તું જવા દે. વખત ઘણો થયો છે. વધુ રોકાશ તો ગટરમાં ગંગાસ્નાન કરવું પડશે.

**ભ્રમણઃ** અરે ! એમ તો જવાતું હશે ? ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. મરેલાં માબાપને યાદ કરી આ મોટો પ્યાલો એમને નામે પુરેપુરો ગટગટાવો. હું તમારો દોસ્ત એટલે તમારાં માબાપને આગ્રહથી દારૂ પાવાનો મારો હક્ક છે, એટલે હું પણ એક ગટગટાવી જઇશ. (ભગીરથના હાથમાં મોટો પ્યાલો ભરેલો આપીને.) બોલો ભગીરથ, હું તમારા બાપનું સૂરાશ્રાદ્ધ સરાવું છું. "હે મારાં મરેલાં માતપિતા ! આપને નામે પહેલો પ્યાલો દારૂનો મેં ન પીધો એ ભૂલ, માટે મને ક્ષમા કરો. છોરૂ કછોરૂ થાય, પણ માવતર કમાવતર ન થાય. મને માફ કરો. હવે આ પ્યાલો તમારે નામે પીઉં છું તે તમે જ્યાં હો ત્યાં તમારાં મ્હોંમાં પડજો. તમારી આશિષ ચાહું છું. હિંદુસ્થાનના

કલાલોની સઘળી કમાઇ દારૂમાં રોકાય એવી પ્રભુ પાસે પ્રાર્થના કરજો."
(કડકે કડકે ભ્રમણ બોલાવે છે, ભગીરથ બોલે છે અને બન્ને મોટા પ્યાલા ગટગટાવે છે. ભ્રમણના હાથમાં ભગીરથ રૂા ૫) ની નોટ મુંકે છે.)

**ભ્રમણ**: ના, ના, ના, એની કંઇ જરૂર નથી.

**ભગીરથ**: અરે !! ના શું પાડે છે? મારા પિતાનું તેં આજે સૂરાશ્રાદ્ધ સરાવ્યું, એટલે એના પૈસા તો મારે આપવાજ પડે. શું મારાં માબાપ એમની પાછળ ભિખારી અને નહિ કમાતો મૂર્ખ સંતાન મુકી ગયા છે, કે મરણ પછી પણ તેમનાં મ્હોંમાં ધર્માદા દારૂ પડે? ના, ના, એમ કદી ના બને.

**ભ્રમણ**: તમારી મરજી. મારી પાસેના પૈસા તો આવા સત્કાર્યમાંજ વપરાવાના. ભગીરથ, તમારૂં કલ્યાણ થજો. તમે આવતે જન્મે કલાલ અવતરજો. તમારા વડવાઓ કલાલને પેટે જન્મજો. તમારાં છોકરાં આવતે અવતારે પીપમાંના પ્રાણીનું સુખ ભોગવજો. પ્રભુ તમારી મદિરા ઉપરની પ્રીતિ દૃઢ કરજો.

**ભગીરથ**: (લ્હેરમાં) **शुभ भवतु। तथास्तु। तथास्तु।** તારા આશીર્વાદ મેં સ્વીકાર્યા. મારૂં કલ્યાણ થયું. હવે મને ઘેર જવા દે.

**ભ્રમણ**: ઠીક, જાઓ. પણ જતાં જતાં વિયોગ પ્યાલો પીતા જાઓ, નહિ તો રસ્તામાં હરકત નડશે.

**ભગીરથ**: (પેટ પંપાળી) આ પીપમાં હવે જગ્યા તો નથી, પણ લાવ, વિયોગનોએ લાવ, અને તારાં માબાપ, બાપ, મામા, વડવા જે કોઇ મરી ગયાં છે તેમનાં મ્હોંમાં પાડવા માટે મોટો પ્યાલો લાવ, નહિ તો મારાં માબાપના મ્હોં તરફ જોઇને તારાં માબાપ દુઃખી થશે અને એમની નજર ખોટી હોય તો મારાં માબાપને ઉલટી થશે. (બન્ને પ્યાલા હાથમાં લઇ) આતો બન્ને પરોપકારની ખાતર પીવાના છે. (પી જાય છે.)

**ભ્રમણ:** પધારો હવે ઘેર, કંઇ બીક તો નથી લાગતી ને ? હવે તો પીપ ખૂટયું છે અને બાટલી ફુટી છે. બીક લાગતી હોય તો મુકવા આવું.

**ભગીરથ:** અરે ભલા ભ્રમણ, આપણને બીક શાની ? આપણે તો સુરાધીશો, યોગીઓ છીએ. **कस्माद् भयं योगिनः ।**

**ભ્રમણ:** વાહ, વાહ ! જેમ જેમ પીપ ઠલવાય છે તેમ તેમ બુદ્ધિની તીવ્રતા ખીલે છે. જાણે પીપમાં બધી બુદ્ધિજ ભરી મુકી છે. અરે ! એ વાત હું કેમ ભૂલી જાઉં છું ? બ્રહ્માએ બધી બુદ્ધિ મદિરાના પીપમાં ભરી. પીપ ગોઠવ્યું તાડના ઝાડ નીચે, ઉપરથી પીપમાં પડયું તાડ ફળ; તેથી પીપમાંથી બુદ્ધિ થોડી ઉભરાઇ. તુરત બ્રહ્માએ તે ધૂળ અને કચરા સાથે એક વાસણમાં ભરી બ્રહસ્પતિને ભેટ કરી. બ્રહસ્પતિ ઉદાર એટલે જેમને પીપમાંથી ચોકખી ભરેલી બુદ્ધિ લેવાની શક્તિ નથી, તેમને પોતાના વાસણમાંથી ટીપું ટીપું વહેંચી આપે છે. મદિરાભકતો કરતાં બીજાઓની બુદ્ધિ ઓછી એનું આજ કારણ છે. અંગ્રેજોનીજ બુદ્ધિનો દાખલો લો. આપણે તો ખરા યોગીઓ છીએ, ભગીરથભાઇ.

**ભગીરથ:** આપણે તો ખરા યોગી છીએજ. એક તો હરામખોર શિક્ષકોનો વાંક છે. સાચું શીખવતાજ નથી. મદિરાનું મહત્વ જો બચપણથી શિક્ષકો શીખવે તો કેટલો બધો લાભ થાય ! સરકાર પણ ખુશી થાય, એની તિજોરીએ તર થાય, અને પ્રજા એવી યોગી બની જાય કે સરકારનું રાજ લાંબો વરસ સુધી નિષ્કંટક ચાલે. આપણે તો સરકારના ખેરખાં છીએ, ખેરખાં; સમજ્યો કે ભ્રમણ ? ખરે, પણ હું એક સંસ્કૃત શ્લોક શીખ્યો હતો તે તો કોઈ કવિએ આપણે માટેજ જાણે લખ્યો હોય ને એવો છે.

**ભ્રમણ:** સંભળાવો તો ખરા, જવાય છે હવે. ( બેસારે છે )

**ભગીરથ:**

**धैर्यं यस्य पिता क्षमा च जननी शांतिश्चिरं गेहिनी**
**सत्यं सूनुरयं दया च भगिनी भ्राता मनःसंयमः ।**

**शैया भूमितलं दिशोऽपि वसनं ज्ञानामृतं भोजनम्**
**यते यस्य कुटुम्बिनो वद सखे कस्माद् भयं योगिनः ॥**

જોને ધીરજ એ અમારો પિતા. ઘરનાં બધાંએ મરવા પડયાં હોય અને ઘર લૂંટાતું હોય તોપણ આપણી ધીરજ ખૂટે છે ? ક્ષમા તો આપણી મા છે. કેટલાએ મૂર્ખા શ્વેતાંબરીઓ, ખાદીના ખવીસો આપણને ગાળો દે છે પણ આપણે તો ક્ષમાજ કરીએ છીએ. દેશના બધાએ ડાહ્યા ડમરા, નરમ ગરમ બધાએ ખળભળી ઉઠયા છે પણ આપણે તો આપણો પીવાનો ધર્મ શાન્તિથી બજાવ્યા કરીએ છીએ. જુઠું તો આપણે બોલતાજ નથી. દયા તો આપણામાં પુરેપુરી. કલાલ લાકડીઓ અને ચાબુક મારે તો પણ તેમના દીકરાના આપણને દયા આવે છે, એટલે એની ઘરાકી મંદી નથી પડવા દેતા. મનનો સંયમ તો આપણો દૃઢ છે. આકાશ પાતાળ એક થાય, ધરતી રસાતાળ જાય, સમુદ્ર માઝા મુકે,આખો દેશ સળગીને ફનાફાતીઆ થઇ જાય તો પણ દારૂ પીવાનો દૃઢ નિશ્ચય આપણો કદી ઢળે નહિ. આપણે તો સારીબુરી જમીન ઉપર ગમે ત્યાં પડી રહીએ છીએ. ચારે દિશામાં રખડીએ છીએ. સેવન-ખોરાક તો હંમેશ પીપમાંથી બુદ્ધિનો. હવે એવા યોગીને, ભાઇ ભ્રમણ, ભો શેનો ? હવે તો ઝોકાંએ આવવા માંડયાં. ( જવા લાગે છે. )

**ભ્રમણ**: આવજો.

**ભગીરથ**: (પાછો આવે છે.) આ આવ્યો. વળી શું કહે છે ?

**ભ્રમણ**: ઠીક રંગાયા છો, હવે ઘેર જાઓ.

**ભગીરથ**: જાઉં છું. પણ દારૂના વાસને લીધે જરા રસ્તામાં ચબાવલાં લોકો, જેમને ખાવા મળતું નથી એવા ઇર્ષાખોરો હેરાન કરે છે એનો કંઇ ઇલાજ છે ?

**ભ્રમણ**: હા, લો આ વળીઆરી. જો તો, વાસ ટાળવા માટે અકસીર, રામબાણું ઇલાજ. (બન્ને જણ વલીઆરી ખાય છે, બન્ને જાય છે.)

## પ્રવેશ ૩ જો

**સ્થળઃ**—કલાલરોડ.

**પાત્રોઃ**—કુંવરજી અને માણેકજી.

( કલાલરોડ ઉપર સામસામા એકબીજાને મળે છે. સાહેબજી—સાહેબજી કરી હાથ મેળવ્યા પછી. )

**માણેકજીઃ** કેમ કુંવરજીકાકા, તમે કાંય એવનને નથી સમજ્યાવતા. તમે તો બલબલાને સમજ્યાવી નાંખીયા છ. મોતાં મોતાં સાહેબોને બી તમે તો સમજ્યાવીઆ છ. ને પછી આવી ફીરીમફોરી કાંય તમારૂં ભોનું ખેંચી જાયે છ. મેં સાંભલીયું છ, કે તમારાં ખીસ્સાંમાં જબરાં જબરાં કીસ્સાં મરી મુકીયાં છ. ને આય વખત છે? જો અજમાવાનો. આય વખતે તો સરકારબી તમારી ગારીમાં બેસે જો. એ ખાદીના ખવીસો તો તમને ખીજવીયાંજ કરે છ. મુને બી પજવીયાં કરે છ. કરવું શું ? તમે કાંય નહિ કાઢના તમારો એકાદ કીસ્સો ? એ બદમાસો તો આપનું બિલકુલ બગારવાંજ બેથાં છ. એમને કોઈ સમજ્યાવનાર છે કે નહિ આય દુન્યામાં ? એમનો ઉસ્તાદ બી કાંય એવો જ દેખું. તમે શું વિચાર કર્યો, કુંવરજી શેઠ ?

**કુંવરજીઃ** ( હાંફતો હાંફતો ) અરે એ પોયર્યાઓએ ઠકવી નાંખીયા, માનક ? સાલી સવાર થાય છ ને સાધુરાં સામ્બે ખરાં થાય છ.

સાલાં બહુ જબરાં દેખું. સાલાં ખાતાં બી નથી પુરૂં. ને ઉંઘતાં બી નથી પુરૂં. લ્હારમાં અને તરકામાં ભતકીયાંજ કરે છ. માનક. બધાએ કીસ્સા મેં અજમાવીયા છ પન એ પોયર્યાં તો કડન કાંકરાં જેવાં જો. એવનને ગાલો બી દીધી, પાણી બી છંતાવીયું, પતર બી નંખાવીયા, માર બી મરાવીયો પન એ પોયર્યાંઓ તો સામ્ભે થનાંજ નથી. સામ્ભે થાય તો તો માનક આપનું ફાવે. સામ્ભે થાય તો પછી પકરી પકરીને પોપટની જેમ પાંજરામાં પુરી દઇએ...પોલીસ બી શું કરે ? ઉભા રહી રહીને ઠાકી જાય છ. એવનબી અંદરખાનેથી તો સંકડીઆંઓને મલી ગએલી. હવે સાલું કરીએ બી સું ? ગાલો દીધી તો હસે છ જો. પદરાં નંખાવીયાં તો જાને પદરાં ઉપર પદરાં પર્યા માનક. માર મરાવીયો તો બી હસવા લાગીયાં. આપના ઘરાકોને જરા ડબરાવીને કહે તો બી ગરમાગરમી થાય. પન એતો ભામતાં, પગે પરીને, હાથ જોડીને ઘરાકને સમજાવે છ. વલી માંય માંયકી તો એવન કાલાંવાલાં બી કરે છ. તારાં સમ, જો માનક, સીન તો એવો કાંકરો કરે છ. આપનું ઘરાક જાને કલેકતરસાહેબ, અને એ ધોલીઆંઓ જાને કંત્રાકતર. આપની જેમ કલેકતરસાહેબને પગે પરે–રોએ–કાલાંવાલાં બી કરે, અને આપનાં ઘરાક બી સાલાં હીજરા જેવાં દેખું તો સાલ્લાં સરમાઇને ચાલ-તીજ પકરે છ.

**માણેકજી**: તો તમે કલેકતરસાહેબ પાસે કાંય નહી ગીયા ?

**કુંવરજી**:—હું સાચું કહું છ જો માનક! કલેકતરસાહેબ બી એમનાતી ઠાકી ગીયા છ. એતો કહે છ કે તમે લુહારને લ્હોઢું કુતી લો. માનક, એવનને તો આ કુંવરજીકાકોજ ખુદાની મેહરથી ઠેકાને લાવશે.

(બન્ને જાય છે, પડદો ઉપડે છે.)

**કમળા:**

( કમળા રેંટીઓ કાંતવા બેઠી છે. ગાય છે. )

ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે.
રૂડો મ્હારો રેંટીયો હોજી.

એ રેંટીયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર;
ધીરો ધીરો ચાલે રે.

ત્રાક રૂડી, પંખા રૂડા, ઉજ્જ્વળ એનો નાદ,
ઉજ્જ્વળ પુણી ઓપતી, ઉજ્જ્વળ મ્હારા હાથ;
દેશે મ્હારા દેશને,
ઉજ્જ્વળ ઉજ્જ્વળ સાથ;
દુઃખો સહુ હરતો રે;
નિર્ભયપણે કરતો રે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

દયા ક્ષમા ને દાનતા, ત્રણનો કાંત્યો તાર,
સુંદર રંગે શોભતો, દે સુખ તેહ અપાર;
મમ દુઃખીઆનો દિલાસો રે,
વિપત્તિનો વિસામો રે;
રૂડો મ્હારો રેંટીયો હોજી.

આ રેંટીયાથી, નિપજે સુંદર ખાદીરાજ,
આ રાજે રાજે સ્વરાજ્ય આવે છે પાસ;
ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.*

(સુતરની આંટી બનાવી કંડીઆમાં મુકે છે.)

* રાષ્ટ્રગીત, પૃષ્ઠ ૨૨૯–૩૦.

આ સંચાવાળાઓએ તો મુવાઓએ નખોદ વાળ્યું છે, નખોદ. ગરીબોના પેટ ઉપર તો પાટુંજ માર્યું છે. ગરીબોનો રોટલો તોડે કોઇનું ભલું થયું છે? ઉછેદીઆએ અંજીરગાડી કહાડી ગાડીવાળાઓને ભૂખે માર્યા. અમારાં જેવાં ગરીબ કોઇ બાએગશાળીનું પાણી ભરી પુરૂં કરતાં તો નળ ઘાલ્યા મુવાએ દરેકના ઘરમાં. દળણાં દળીને પેટ ભરતાં તો ગામે ગામ સંચાની ઘંટીઓ ઘાલી. હવે આ સંચાવાળાઓ તો ગરીબનું શુંએ કરવા બેઠા છે? નખોદીઓ કહેતો એ નથી કે મારે તમને બધાંને મારી નાખવાં છે, તો છુટકારો મટે. દુનિયામાંથી ઓછાં થઇ જઇએ. જમ તો ગરીબોને બારણે આવીને બેઠા હતા પણ ભગવાને ભૂખ્યા તરફ ભાળ્યું અને રંકના હાથમાં રેંટીઓ મૂક્યો. સારૂં થજો એ મહાત્માનું કે બિચારા ગરીબોને, ભૂખે મરતાને એણે અન્નદાન આપ્યું–જીવતદાન આપ્યું. એતો લાલજીની લીલા નહિં તો રેંટીઆનું રટણ કોણ કરે? મોટા મોટા વકીલ-બાલીસ્ટર–મોટા મોટા પૈસાદારના છૈયાઓને પણ રેંટીઆમાં રસ પડ્યો છે. મહાત્માજીએ રેંટીઆઓને મોટા મોટાના ઘરમાં ન ઘાલ્યા હોત તો થોડા દિવસ પછી એ ભગવાન એનાએ થાત. હતાજ તો પહેલાં રેંટીઆ, કંઇ ઓછા નવા આણ્યા છે? મહાત્માજીની કૃપા થઇ તો માળે ચઢાવેલા રેંટીઆઓ નીચે ઉતારવા પડ્યા. જાળાં બાઝેલાં હતાં તે પણ ફરવા લાગ્યા. એતો વખત વખતનો મહિમા છે. એ મનમોહનની મીઠી નજર હોય, મહેર હોય ત્યાં લીલાલ્હેર કેમ ન હોય? મનમાં આવ્યું તો રાત્રે શલ્યાની અહલ્યા કરી, તો મનમ્નં આવે રેંટી-આનો ઓદ્ધાર કરવો શી મોટી વાત છે?

( બહારથી સ્વયંસેવક રસિક બૂમ પાડે છે, બારણું ખોલે છે. )

**રસિક:** કમળાબહેન, સુતર તૈયાર થયું હોય તો લાવો, હું પુણીઓ લાવ્યો છું.

**કમળા:** ઓહો! આતો રસિકભાઇ પોતે પધાર્યા. અરે, મારા ઘરમાં બેસવાનુંએ કંઈ નથી. શું આપું બેસવા? ( એક પાટલો આગળ મુકે છે. રસિક બેસે છે. )

**રસિક:** (સફેદ ખાદીમાં.) કેમ કમળાબ્હેન, કેટલું કાંત્યું? હવે તો તમારે હાથે રેંટીઓ ઠીક બેઠો લાગે છે. હવે તો તમે ઝીણું કાંતવા લાગ્યાં. બ્હેન, આ કામમાં તો સ્વાર્થ અને પરમાર્થ બન્ને સધાય છે. કમળાબ્હેન! ગયે વખતે તમને ત્રણ શેર સુતરના બાર આના ચુકવ્યા હતા પણ સુતર વધારે ઝીણું હતું એટલે એક રૂપીએ ત્રણ શેરના ભાવનું અમારા મંત્રીએ ગણ્યું તેથી તમારા ચાર આના અમારી પાસે નીકળે છે તે આ...( પાવલી નાખે છે. )

**કમળા:** રસિકભાઇ, આ પાવલી પાછી લો, મારે નામે લખી મુકજો. આજે બીજું સુતર હું આપું છું, તેના પૈસા પણ મારે નામે લખી રાખજો. મારે આ રેંટીઓ ખરીદી લેવો છે. એની જે કિંમત થશે તે આપીશ–કંતામણુમાં હું વાળતી જઇશ.

**રસિક:** ઠીક, એતો બાહુજ સુંદર. પણ બ્હેન, તમને તો હું એના કરતાં જરા સારો રેંટીઓ આવ્યો છે તે આણી આપીશ. આ રેંટીઓ જરા ઘાટમાં બેડોળ છે, બીજું કંઈ નહિ. ચાલવામાં તો બંન્ને સરખા છે. તમને આજ કિંમતમાં તે સારો દેખાવડો પણ મળશે. તમે કહો તો હું મોકલાવું.

**કમળા:** ના રે! રસિકભાઇ, મને તો મારો આજ રેંટીઓ સારો છે. જેણે અણી સાચવી તે બેડોળ હોય તો કંઇ નાખી દેવાય? મારો ચૂલો અટક્યો હતો ત્યારે તમારા એ ઘાટવાળા રેંટીઆએ મારો ભાવ નહોતો પૂછ્યો. જે રેંટીઆએ મને રોટલો આપ્યો તે રેંટીઓ ગમે તેવો બેડોળ હોય પણ મારે મન તો સારો મઝાનોજ છે. જે કોદરે કાળ કાઢ્યો તે મેણા કેમ કહેવાય? રસિકભાઇ, આ

રેંટીઓ જ્યારથી ઘરમાં આવ્યો છે ત્યારથી ઘરમાં ગમે તેટલો કંકાસ થાય તો પણ મારા મનને હું ઝાઝો ક્લેશ થવાજ દેતી નથી. મનને દુઃખ થાય એટલે ઝટ દઇને રેંટીએ બેસી જાઉં છું. આ મારૂં ચાર દિવસનું સુતર થયું છે. તોલી લો.

**રસિકઃ** ( સુતર પારખે છે. ) કમળાબ્હેન, તમે તો કાંતવામાં બહુ સુધારો કર્યો. આ સુતર તો વળી ઘણુંજ ઝીણું છે. ( તોલે છે. ) આતો ફક્ત બશેર છે. તમારે ખાતે એની કંતામણ જમે કરવાની છે કેમ ? ઠીક. ( ચોપડીમાં સુતર જમે કરે છે. ) બોલો હવે, પુણી કેટલી જોઇએ ?

**કમળાઃ** પુણીઓ તો પાંચ શેર આપો.

**રસિકઃ** ( પુણીઓ આપીને. ) હું ત્રીજે દિવસે આવીશ, સુતર તૈયાર રાખજો. બીજું કંઇ પુછવું છે ?

**કમળાઃ** રસિકભાઈ, તમે મારે ત્યાં પધાર્યા ને મારા ઘરમાં તો તમને બેસાડવા માટે કશું રહ્યું નથી. એ રસિકભાઇ, ત્યારે તમે જાતે આ કામ કરવા શું કામ નીકળ્યા ? તમે તમારા નોકરોને મોકલોને ! તમે તો સવામણના તળાઇમાં સુનારા, રોજ મોડા ઉઠનારા ને આ વહાણું વાંચું કે પગે અમારા જેવા ગરીબોનાં ઘર ગણવાનાં તે આપને કેમ પરવડે ? આપ નોકરને મોકલો તો એ આ કામ તો કરી શકે.

**રસિકઃ** કમળાબ્હેન, તમારી ભૂલ છે. નોકર તે નોકર, તમારા જેવાં સાથે પ્રમાણિકપણે તે વરતે નહિ અને પ્રસંગે આ પવિત્ર હિલચાલને ધોકો પહોંચાડે. આ દેશસેવા છે. આ દેશની સેવા કરવામાં ન્હાનમ નથી. કમળાબ્હેન, દેશની સેવામાં તો રંક અને રાય બધાએ સરખા છે. દેશસેવા એ પ્રભુસેવા છે.

**કમળાઃ** ભાઈ, તમે ગુલાબની સૈયામાં ઉછરેલા તમને આ સહન નહિ થાય તેથી, બીજું શું? આપ તો શ્રીમંત છો, આપ ના કરો તો બીજા ઘણાએ આ કામ નો કરશે.

**રસિકઃ** પણ કમળાબ્હેન! જે કરશે તે પામશે. મારી પાસે ધન છે એટલે શું એ મારા બાપનું થયું? એમાં તો બધાનોએ ભાગ છે. ધનને ધનની રીતે રખાય તો ધન, નહિ તો નર્ક. કહ્યું છે કેઃ

ભૂખ્યાને ભોજન અને તરસ્યાને જળપાન,
નવ આપે શ્રીમંત તો, તે ધન નર્ક સમાન.

બ્હેન, ધનદોલત, વાડીવઝીફા કોઇ છાતી ઉપર બાંધીને ગયું નથી, અને જવાનું નથી. ખાનદાની શ્રીમંતાઈમાં નથી, ખાનદાની સેવામાં છે. મારા દેશના ગરીબોની હું સેવા કરૂં-તેમની અડચણો દૂર કરૂં-તેમને બનતી મદદ કરૂં. એજ મારી ખાનદાની, એજ શ્રીમંતાઈ. ધનથી ભરેલાને શ્રીમંત કહેવો એતો મોટી ભૂલ છે. જેનું મન મોટું-દિલ મોટું-જેનું હૃદય ઉમરાવ તે શ્રીમંત. ભલે બ્હેન, તમે ગરીબ હો તો શું થયું? તમે મારા દેશનાં છો, તમારી ગરીબીમાં હું તમને મદદ કરવા મથું તોજ હું ખાનદાન. ઠીક, હવે વખત થઈ ગયો, હું જાઉં છું.

**કમળાઃ** ભાઈ આવજો. (રસિક જાય છે.) હેં ભલા ભગવાન! મને તો કાંઇ સૂઝ પડતી નથી કે આ તે સારૂં થતું જાય છે કે બગડતું જાય છે. આ લખપતિનો દીકરો રસિક, ગુલાબના ફુલની માફક જેનું જતન-હજારો રૂપીઆનાં ભારે કપડાં પહેરનાર આજે ગજીઉં પહેરીને મારા જેવી ભિખારણને ત્યાં પુણીઓ આપવા ઘેર ઘેર રખડે છે! મારા જેવાં સેંકડો તો જેની તહેનાતમાં નોકર છે. તે સવારના પહોરમાં હાથમાં ઝોળી અને ચોપડી સાથે રેંટીઆના કામ માટે રખડયાંજ કરે છે. આવા મોટા માણસને પણ રેંટીઆનો કેટલો રંગ લાગ્યો છે.

રંકને રળાવવા રેંટીઆનું રટણ કરતા કેટલાએ જુવાનીઆઓ તેનું રહસ્ય સમજાવવા ઘેર ઘેર રખડી રહ્યા છે. આવા પરગજુઓનું ભગવાન! ભલું કરજો. (જવા લાગે છે. સામેથી આવતાં ભ્રમણને જોઇ) આતો અહીં આવી પહોંચ્યા. મારા રંગીલા રેંટીઆને મુકી દઉં ઠેકાણે, નહિ તો એવાએતો કોઇ કલાલણ જોડે એને પરણાવી દેશે, અને ગજવાના રૂપીઆ પેલા પીપના પાણીમાં ડાલવશે.

**ભ્રમણ**: ( પૂર્ણ રૂઆબમાં. ) આજે જમવાનું જલદી નવ વાગે તૈયાર જોઇએ. આજે તો બહુ કામ છે. મોડું થશે તો નહિ ચાલે.

**કમળા**: ( મનમાં ) નહિ ચાલે તો દોડાવજો. નવ વાગે તૈયાર જોઇએ, પણ ઘરમાં છે શું તૈયાર કરવા ?

**ભ્રમણ**: સાંભળ્યું કે, આજે એકલી ખીચડી ના બારી મુકતી. દાળ, ભાત, રોટલી, શાક બધું બનાવજે. વખત હોય તો થોડાં ભજીઆં-ભજીઆં થોડાં-પણ કેવાં ? બસ્સ, દલ ખુશ થાય એવાં, સાંભળ્યું કે નહિ?

**કમળા**: બધું સાંભળ્યું. ( મનમાં ) ઘરમાં હનુમાન કાઢે છે હડીઓ અને ભૂત મારે છે ભૂસકા, અને એમને થાય છે ખાવાના ચસ્કા. રેંટીઓ કાંતીને બાજરી લાવી છું. એક ટંકનો લોટ છે ઘરમાં. ઘરમાં તો કંઈ મળે નહિ ને કહે છે બધું કરો. હું તે શું કરૂં, મારૂં કપાળ ? ત્રણ માસથી ઘરમાં નથી એક પૈ આપી, કે નથી શેર અનાજ આણ્યું. આજ સુધી તો વેઠયું, હવે તો આજ રોકડુંજ પરખાવી દઉં.

**ભ્રમણ**: કેમ બોલતી નથી, મ્હોં કેમ ચઢયું છે ? કાનમાં દાટાબાટા માર્યા છે તે નથી સાંભળતી ? આજે નવ વાગે દાળ, ભાત, રોટલી, શાક તૈયાર જોઈએ. નવના દસ થશે તો નહિ ચાલે, સમજી ?

**કમળા**: તૈયાર છે ખાવાનું.

**ભ્રમણ**: એકલી ખીચડી કે રોટલે નહિ ચાલે. શું છે તૈયાર ?

**કમળા**: જે માગો તે. માગવાનીજ વાર કે આગળ આવીને તૈયાર.

**ભ્રમણ:** ક્યાં છે ? લાવ.

**કમળા:** વીશીમાં જાવ.

**ભ્રમણ:** ( ચમકીને, વિસ્મય પામીને મનમાં ) ઓ તારી, આતો બકરી આદુ ખાતાં શીખી ! ( ઉઘાડું ) એમ કે, તું મને વીશી બતાવે છે, કેમ ? હવે હાડકાં રંગાયા સિવાય પાધરો જવાબ નહિ મળે, કેમ ? વીશીમાં જવું હોત તો તને ઘરમાં શું કામ રાખત ?

**કમળા:** કલાલો અને એના દલાલો લોકોનાં ઘર ભાંગવાનું મોટામાં મોટું પાપ કરી રહ્યા છે ને પાપ ધોવા માટે પુન્યની જરૂર છે, તેથી તે પુન્ય માટે અગીઆરશ અને અને એકાસણાં કરવા માટેજ મને ઘરમાં રાખી છે, અને મને રાખી છે તેનું રોજ પુન્ય જમે કરાવું છું.

**ભ્રમણ:** તારી જીભ બહુ લાંબી થઇ છે હમણાંની. ખેંચીજ કાઢવી પડશે. કલાલ કેમ તને આંખમાં બહુ ખુંચે છે ? એ તો તારો બાપ થાય બાપ, મારો સસરો, સમજી. ના સાંભળ્યું હોય તો સાંભળ હવે.

**કમળા:** હા, સમજી. આજ હું આવા ગુસ્સાથી, ગાળોથી કે મારથી નથી બીવાની. હું બધું સમજી છું, સમજ્યા. એ કલાલ મારો બાપ નહિ પણ મારી શોક મદિરાનો બાપ છે. આજ ત્રણ માસથી ઘરમાં એક પાઇ તો આપી નથી, શેર અનાજ લાવ્યા નથી તો હું તમને ક્યાંથી લાવીને પીરસું ? એક ટંકનો લોટ તમને પુરતો થાય એટલો રાખ્યો છે, કહેતા હો તો રોટલો ટીપી આપું.

**ભ્રમણ:** ( મનમાં ) આજતો બહુ ગરમ છે એટલે આપણે તો નરમ થવામાં જ માલ છે. ( ઉઘાડું ) ઠીક, રોટલો તો રોટલો, પણ આપીશ તો ખરીને.

**કમળા:** હા, હું રોટલો કરૂં છું પણ તમે સાહેબને ત્યાં નથી ગયા ? જાઓને રોટલો થાય છે ત્યાં સુધી. રમાબાને એમના ભાઇ તેડવા આવ્યા છે, તે જવાનાં છે, જાઓ, જઇ આવોને. બાની જોડે વિનયાબહેન પણ જવાનાં છે.

**ભ્રમણ**: હા, હા, હવે જાણ્યું આખા ગામની ડાહી છું તે. ખબર નહિ, અંતર નહિ અને અમથો લવારો કરે છે. એતો કાલે જવાનાં છે અને આજથી શીદ માથું કુટે છે! તને કહ્યું તો ખરૂં કે હમણાં બહુ કામ છે. મને જરાએ ફુરસદ નથી.

**કમળા**: જાણ્યા મોટાં કામનાં ગાડાં ઉંધાં વાળનારા છો તે. મોટા કામના કકડા હતા તો આ દશા કેમ આવી? "આખો દહાડો કામમાં અને જાત ઘરેણે ગામમાં." એવા તો કયા રોજગાર બળ્યા છે તે ફુરસદ નથી?

**ભ્રમણ**: બેવકૂફ, ખાલી બકવા ના કર? જાણતી નથી ને ખાલી માથું પકવે છે. પરમ દિવસે 'આર્યમદિરામંડળ' નામનું એક મંડળ ઉભું કરવાનું છે. તેના હેતુ અને નિયમ લખવાનું કામ મને સોંપ્યું છે.

**કમળા**: બીજો નવરો કયો હોય તે આ કામ લઇને બેસે? એવો મદિરાના મંડળમાં તો કોનું ભલું થવાનું છે? હવે કેટલાંનાં ઘર ભાંગવાનાં બાકી છે?

**ભ્રમણ**: બૈરાંઓ એમાં શું સમજે? એ મંડળથી તો સૌ સારાં વાનાં થશે. સુખ મળશે, બરકત આવશે, પૈસો મળશે અને લીલાલ્હેર થશે.

**કમળા**: એ બધું એ થશેતો ખરૂં,પણ તે પીનારાઓનું નહિ, કલાલોનું.

**ભ્રમણ**: નકામી લવારી ન કર. મારે એ મંડળની દાખલ ફી પરમદિવસે ભરવી છે. ઘરમાં છે કંઇ? એતો મરદ કમાય અને મરદ ખરચે. બે ચાર નંગ હોય તો લાવ. તારી મરજી હોય તો ઘરેણે મુકીએ, તારી મરજી હોય તો વેચી દઇએ; તું કહે તેમ આપણે કરવાના, પછી છે કંઇ? તારી મરજી પ્રમાણે હું વર્તું, પછી તો તારે આપવાં જ જોઇએ. બોલ વેચું કે ઘરેણે મુકું? લાવ, લાવ, કેટલાં નંગ છે તે, જોઉં તો.

**કમળા**: હવે તો બે નંગ બાકી છે, ઘરમાં. તેટલાં બાકી રહેવા દો તો ઠીક, નહિ તો તમારી મરજી.

**ભ્રમણ**: લાવ, લાવ, ઘરમાં રાખે શા કામનાં? જે જણસ અણી વખતે કામ ન લાગે તે ઘરમાં રાખે શા કામની? એ તો એ. જે હોય તે લાવ. ક્યાં છે એ નંગ?

**કમળા**: એક તમે અને બીજી હું, એ બે હવે બાકી રહ્યાં છે. (ભ્રમણ ચમકે છે.) ઘર ઘરેણે મુક્યાં-રાચરચીલું વેચી ખાધું-ઘરેણાં-ગાંઠાં રફેતફે કરી નાખ્યાં.........

**ભ્રમણ**: ગયાં તે ગયાં પણ હવે રહ્યું તેની વાત કરને.

**કમળા**: ના, ના. તમે સઘળું વેચી નાખ્યું? ઘરમાં માતો નહોતો એટલો સામાન એકઠો કર્યો હતો, એ તમારાથી વેચાયો શી રીતે?

**ભ્રમણ**: જોને, એ રીત તો તદ્દન સહેલી છે. કોઈને અઘરી લાગતી હશે પણ મને તો તદ્દન સહેલી લાગે છે. આપણા બધા સામાન-માંથી પહેલું તો મેં અરધો સામાન વેચ્યો. અરધો સામાન વેચવાથી હું ગરીબ થયો. અને ગરીબ થયો એટલે બાકીનો અરધો વેચી નાખ્યો. બોલ, એમાં શું મેં ખોટું કર્યું?

**કમળા**: વાંચવાનો કેટલો બધો તમને શોખ હતો. સેંકડો રૂપીઆ ખરચીને તમે ચોપડીઓ ભેગી કરી હતી. તે પણ વેચી દીધી? તમારા દિલને જરાએ ન લાગ્યું?

**ભ્રમણ**: એમાં લાગવાનું શું? શોખ થાય ત્યારે લાવનારાએ અમે અને ભીડ પડે ત્યારે વેચનારાએ અમે. પણ તું મૂરખ છે એટલે, તને ઝટ દઈને સમજણ નથી પડતી. ચોપડીઓ વેચવી એતો પુણ્યનું કામ છે. મારા દાદાના બાપ તો સદાવ્રત ચલાવતા હતા. હવે વખત બદલાઈ ગયો. તું જાણે છે કે હું ખાનદાનનું ફરજંદ છું. હું કંઈ મારી ખાનદાની મુકું? ગવૈયાનાં છોકરાં રડે તે પણ રાગમાં, સમજી?

**કમળા**: તમારી ખાનદાની તો કંઈ નવી જાતની પાકી. ખાનદાની તો બાપનું નામ વધારવામાં કે બોળવામાં.

**ભ્રમણ**: મેં પણ બાપનું રાખેલું તો વધાર્યું જ. હવે તારે મને ખાનદાન તો કહેવોજ પડશે. ગીરધર શેઠનું મારા બાપે બે હજારનું દેવું રાખેલું તેનું મેં પાંચ હજાર કર્યું. બોલ, બાપનું રાખેલું વધાર્યું કે નહિ મેં ?

**કમળા**: તમે ઉડાવાની વાત કરો છો, ના, ના, તો પણ તમે ચોપડીઓ વેચી ત્યારે તો મને ખૂબ રડવું આવ્યું.

**ભ્રમણ**: હેં જંગલી? ચોપડીઓ વેચી તેથી રડવું આવવું જોઈએ કે હસવું? જો આ કાળમાં સૌ દાનમાં વિદ્યાદાન શ્રેષ્ઠ મનાય છે. તું નથી જાણતી કે દુઃકાળના દિવસોમાં દયાળુ દાનવીર શ્રીમંતો અનાજ ખરીદી સસ્તે દરે દુકાળીઆઓને વેચે છે તે; બોલ એવા માણસો બાપનું નામ તારે છે કે બોળે છે ?

**કમળા**: એમની શી વાત કરવી? એવા દાતા વડે તો દુનીઆ ચાલે છે.

**ભ્રમણ**: ત્યારે મેં શું ખોટું કર્યું? ચોપડીઓ ખરીદીએ ખરી ને ગરજુને મેં અરધી કિંમતે આપીએ ખરી, શું એ દયા ન કહેવાય?

**કમળા**: તમારી જીભ ઉપર તો સરસ્વતી બેઠી છે. તમને તો શું કહું? તમે તો આખું ઘર ધોઈને સાફ કરી મુક્યું છે. બાપાની છબી હતી તે પણ ચાર આને વેચી. તમારી ખાનદાનીના ગુણ તો હું ક્યા ગાવા બેસું? મને લાગે છે આકાશમાંથી તમારા વડવા આંસુ ઢાળતાં હશે તેનુંજ આ ઝાકળ પડતું હશે.

**ભ્રમણ**: બરાબર છે, વરસાદ ઇન્દ્ર વરસાવે જ્યારે ઝાકળ તો મારા વડવાજ વરસાવે. તું નથી જાણતી લોકમાન્ય, તિલકમહારાજ અને મહાત્મા ગાંધીજીની છબીઓ ત્રણ ત્રણ પૈસે વેચાય છે તે. શું

એ મહાન પુરૂષો કરતાં મારા વડીલની કિંમત વધારે? ખુદ બ્રહ્માની તસવીર ત્રણ આને શુક્રવારના બજારમાં વેચાય ત્યારે મારા બાપની તસવીરના ચાર આના આવ્યા એ કિંમત મેં વધારી કે ઘટાડી?

**કમળા:** વધારી, તમે બાપની કિંમત. ઘરનું તળીઆઝાટક કરી દીધું છે. પેટ પુરતું અન્ન મળવાના સાંસા થઈ ગયા છે. અને હજુ મદિરાનાં મંડળો બાળવાં છે. ક્યાં મુવા છે એ મંડળોના ઉભા કરનાર? હું તો કહું છું કે દેવ! એ દારૂના પીઠા ઉપર દેવતા કેમ નથી મુકાતો?

**ભ્રમણ:** કેમ, જીભ બહુ ફાટી છે? નથી બોલતો તો વધારે ફાટી, કેમ? કુતરાની જાત જરા પંપાળી કે આવી મ્હોં ચાટવા. તને તો ખાસડાં પાસેજ રાખવી જોઈએ.

**કમળા:** એતો ખાસડાં પાસેજ તમે રાખી છે. પણ તમને ગરજ પડે છે એટલે ચૂલા પાસે ધકેલો છો.

**ભ્રમણ:** ચૂપ કર તારી લવારી. નહિ તો હમણાં પડશે. ચાલ લાવ ઘરમાં જે હોય તે.

**કમળા:** મારી પાસે તો કંઈ નથી. આ આખું ઘર જોઈલો. આ હું છું તમારી સામે ઉભી, તમારે જે કરવું હોય તે કરો.

**ભ્રમણ:** ઠીક છે, બીજુ કાંઈ નથી તો આ તારા હાથની ચુડી કાઢી આપ.

**કમળા:** બોલતાં જરા વિચાર છે કે નહિ? માંડેલીની ચુડીઓ કાઢવાનું કહેતાં જીભ નથી અચકાતી?

**ભ્રમણ:** એમાં શું? બૈરી માંડેલી તે ચુડી વડે કે ધણી વડે? ચુડીનો માલેક ધણીજ છે. હું જીવતો છું–હયાત છું તો પછી તને ચુડીની શી જરૂર? હું તને ચીઠ્ઠી લખી આપું છું કે હું જીવતો છું. બસ, ચુડી કાઢી આપ.

**કમળા:** તમે શું બકો છો? ધણીના જીવતાં જો માંડેલી ચુડી નહિ પહેરે તો શું રાંડેલી પહેરશે? ઓ ભગવાન, આજે તમને થયું છે શું?

**ભ્રમણ:** મને ભૂત વળગ્યું છે તે તારી ચુડી કાઢી લેશે. બોલ, તું કાઢી આપે છે કે હું કાઢી લઉં?

**કમળા:** હું તો કદી નહિ કાઢી આપું. મારો જીવ જાય તો ભલે.

**ભ્રમણ:** એમ કે, જો ત્યારે હું લઉં છું કે નહિ?

(કમળાને પકડીને જોરજુલમથી ચુડી કાઢી લે છે, કમળા રડે છે. પડદો પડે છે.)

## પ્રવેશ ૪ થો

**સ્થળઃ**—રમાવિલાસ.

**પાત્રોઃ**—રમણચંદ્ર, વિજયચંદ્ર.
રમા, વિનયા.

**રમાઃ** (મનમાં) મારી તો સુડી વચ્ચે સોપારા જેવી દશા થઈ છે. જવાનું ના કહું છું તો વિજયચંદ્રને ખોટું લાગે છે, અને જઉં તો મન કબૂલ નથી કરતું. આ વખતે તો કોણ જાણે શું થયું છે કે પિયર જવા માટે પગજ નથી ઉપડતા. નાથ પણ રાત્રે બોલ્યા કે મારી ગેરહાજરીમાં એમને પોતાને તો ફકીર જેવુંજ લાગે છે. મને તો આખી રાત ઉંઘ નથી આવી. એમણે તો મારા મનનું ઘણુંએ સમાધાન કર્યું પણ મારૂં મન માનતુંજ નથી. સાંજે કચેરીમાંથી થાકીને આવ્યા પછી એમની સંભાળ કોણ લેશે ? એમના ગરમ મિજાજના તોરને ખમી તેને કળથી નરમ કરવાનું કામ ઘરના માણસ સિવાય બીજું કોણ કરે ? શું કરૂં, ભાઈ પણ અહીં નથી, નહિતો હું નિશ્ચિંત હોત. માણસની ખરી કિંમત તો તેની ગેરહાજરીમાં જ અંકાય છે.

**રમણચંદ્ર:** વિજયચંદ્રજી, તમારા બહેનભાઈના સ્વભાવની વચ્ચે તો જમીન આસમાનનું અંતર છે. તમારૂં મન મનાવવું એ અતિ કઠણ વાત નથી, પણ એનું મન મનાવવાનું કામ તો ખુદ બ્રહ્મા એ નહિ કરી શકે. (રમાને) કેમ ખરૂં કે નહિ?

**રમા:** મારાથી આપનું બોલેલું ગમે તેવું હોય તો પણ ખોટું કેમ કહેવાય? પુરૂષના બોલની કિંમત ચઢાવવી એ તો સ્ત્રીઓનો પરમ ધર્મજ થઈ પડયો છે. અમારા બહેન ભાઈના સ્વભાવમાં ફેર હોય એમાં કંઈ બહુ નવાઈ નથી. કારણ પુરૂષનો સ્વભાવ તે પુરૂષનો અને સ્ત્રીનો સ્વભાવ તે સ્ત્રીનો. સામાની વાતોથી પોતાના મનનું સમાધાન ન થયું હોય તો પણ મનનું સમાધાન બતાવવું–મનમાં ગમે તે હોય તો પણ બહારથી સંજોગો અને કાળને અનુકૂળ એવી પ્રવૃત્તિ બતાવવી એ ગુણો તો પુરૂષો માટેજ પ્રભુએ નિર્માણ કર્યા છે. અમારા સ્ત્રીઓમાં એ સદ્‌ગુણો વાસ કરતા નથી, અને તે હોવાનો અમે ડોળ કરીએ તો તે અમને પચે પણ નહિ. એતો પુરૂષોના સદ્‌ગુણો પુરૂષો-નેજ મુબારક હોજો.

**વિજયચંદ્ર:** બહેન, એકલા રમણભાઈસાહેબ ઉપર કટાક્ષ કરવા માટે તેં આખા પુરૂષવર્ગને માથે એ કહેવાતા સદ્‌ગુણો ઠોકી બેસાડયા. તારી બોલવાની શૈલી પણ કંઈ અજબ ખીલી છે. પારસમણિના સંગમાં લોઢાનું સોનું થાયજ, એટલે આ કંઈ મને બહુ નવાઈ જેવું નથી લાગતું.

**રમા:** પણ ભાઈ, મને તું સાચેસાચું કહી દે ને કે મારા આવ્યા સિવાય નહિ ચાલે? ચાલે એમ હોય તો આ વખતે...

**વિજયચંદ્ર:** ના, ના, બહેન. ચાલે એમ નથી તેથીજ ખાસ તેડવા આવ્યો. નહિતો હું જાતે આવું પણ ખરો કે? અમારો તદ્દન નાઈલાજ એટલે મારે આવવું પડયું. દાદાસાહેબ આપ જાણતા

હશો કે અમારો અને પ્રતાપસિંહ મહારાજનો ઘરોબો ઘણો ઘાડો છે. ચંદ્રપ્રભા એ પ્રતાપસિંહ મહારાજની એકની એક લાડકવાઈ રાજ્યકન્યા-એણે હઠ લીધી કે એના લગ્નમાં એની માનીતી સહીઅર તો આવવીજ જોઇએ. એને પ્રતાપસિંહ મહારાજે ઘણી સમજાવી, બાપાએ સમજાવી, હું પોતે સમજાવી આવ્યો, પણ વ્યર્થ. રાજહઠ, સ્ત્રીહઠ અને બાળહઠ એ ત્રણે હઠ આગળ ભલભલાનું ચાલતું નથી. અને ચંદ્રપ્રભાની બાબતમાં તો એ ત્રણે હઠ ભેગી થઈ છે. પણ દાદાસાહેબ, રમાબ્હેનને જેમ બને તેમ જલદીથી પાછી મોકલવાની જવાબદારી હું માથે લઉં છું. કેમ વિનયાબ્હેન, તમે તૈયારી કરી કે? આવવું છે ને?

**વિનયા**: મને શું? ભાઈ અને ભાભી જેમ કહેશે તેમ. મારી તો તૈયારીજ છે, કેમ ભાઈ, હું ભાભીની સાથે જાઉં કે?

**રમા**: વિનયાબ્હેન તો મારી સાથેજ આવવાનાં. એમને એકલાંને મુકીને મારાથી તો ડગલું નહિ દેવાય. એતો આખો દિવસ કોરટમાં અને ઘેર કોઈ નહિ. ઘરમાં કોઈ માણસ સિવાય તો વિનયાબ્હેનને ઘડીએ ચેન પડે નહિ. જો ભાઈ અહીં હોત તો વાંધો નહોતો.

**રમણચંદ્ર**: હા, હા, વિનયાને તો એની સાથે મોકલવીજ પડશે. ઠીક ત્યારે વિજયચંદ્રજી, મારી ના નથી. મેં તો રાત્રેજ કહી દીધું છે પણ એ તો એના મનના ગુંચવાડા એ જાણે. એનાં મનની વાત જાણવા માટે ઇશ્વરની કળા જાણવાની જરૂર છે. પણ જ્યારે એના સિવાય ચાલે એમજ નથી તો પછી એ ના નહિ પાડવા જેટલી ડાહી છે. ઠીક, પણ તમે બધા આજને બદલે કાલેજ જાઓ તો. આજેજ જવું જોઇએ? એટલી બધી ઉતાવળ છે?

**વિજયચંદ્ર**: દાદાસાહેબ, આપનો અને મારો સ્નેહસંબંધજ એવો છે કે આપને મને આગ્રહ કરવાની બિલકુલ જરૂર રહેતી નથી. મને ફુરસદ હોત તો હું જરૂર આગ્રહ વગર રહેત. અમારી મિલ-માલેકોની દશા તો મજૂરોથીએ ભૂંડી થઈ છે. અમે તો મજૂરના મજૂર

થઈ ગયા છીએ. હાલમાં તો શેઠીઆ સોંઘા અને મજૂર મોંઘા થઈ ગયા છે. હાલની સ્થિતિમાં તો મિલનો માલેક એ મિલના હજાર યંત્રોમાંનું એક યંત્ર થઈ પડયું છે. યંત્રની માફક નહીં કેટલા ચક્કર એને પણ ફરવાંજ પડે છે. અને હમણાં તો સ્વદેશી હિલચાલને લીધે મિલ ચોવીસે કલાક ચાલતી રાખવી પડે છે છતાં માગણીને પહોંચી વળાતું નથી.

**રમા:** બાઈ, મિલવાળાઓ જો યંત્રની માફક હોત તો દેશને કેટલોએ ફાયદો થયો હોત, અને દેશ ક્યારનોએ સુખી થઈ ગયો હોત. મિલમાલેકોએ એમના મનના સાંચા મિલના સાંચાની માફક નિયમિત ફેરવતા હોત તો ઘણું સારૂં હતું, પણ એમણે એમનું મન ફેરવવાનું કંઈ ધોરણજ નથી રાખ્યું. એમણે ધોરણ માત્ર કરોડપતિ થવાનું રાખ્યું છે. પછી એમના કરોડપતિ થવામાં હજારો ગરીબો મરી જતા હોય અને આખો દેશ ખાડામાં પડતો હોય તો પણ તેનો એમને વાંધો નથી. મિલવાળાઓએ તો સ્વદેશીની નાડી જોઈ દેશીઓને લૂંટવાનોજ ધંધો આદર્યો છે. જે સ્વદેશી હિલચાલ એમને લાખો રળી આપે છે, અને ખોટમાં ચાલતી મિલોને પણ અઢળક નફો વહેંચવાની શક્તિ આપે છે તે હિલચાલની છાતીમાં અતિસ્વાર્થની છુરી ખોસી એનું ખૂન કરનાર મિલમાલેકોજ છે.

**રમણચંદ:** વિજયચંદ્રજી, આ બધું સાંભળો. હું આ નથી બોલતો હોં, નહિતો મારા ઉપર ખોટું લાગશે તમને. આ તો તમારી બ્હેન બોલે છે.

**રમા:** હા, હું કયાં છાનુંછુપકું કહું છું ? મેં આ વાત તો બાપાને કહી હતી. અને હજુ ફરીથી કહીશ, અને આ સંબંધમાં કંઈ નહિ કરે તો એમના ઉપર ગુસ્સો પણ કરીશ. સાચી વાત કહેવામાં વળી વાંધો શો ? બાઈ થયો એટલે શું સાચી વાત ના કહેવાય ? સોનાની કટારી હોય તો પણ શું પેટ ચીર્યા સિવાય રહેશે ? જ્યાં દેશની વાત હોય—જ્યાં આખા દેશના સુખનો, સ્વતંત્રતાનો અને આબાદાનીનો

સવાલ હોય ત્યાં તો હિંદના દરેક સંતાનને દેશહિતની સાચેસાચી વાત ખફા કે મરજીની દરકાર રાખ્યા સિવાય કહેવાનો જન્મસિદ્ધ હક્ક છે. ભારતનું જ્યાં ભલું થતું હોય—જન્મભૂમિનું જ્યાં કલ્યાણ થતું હોય ત્યાં સાચી વાત કહેવામાં જે પાછી પાની કરે છે તે માતાની કુખ વગોવે છે–તે માનું દૂધ હરામ કરે છે. જો દેશનો લાભ થતો હોય અને દેશનું ગૌરવ સચવાતું હોય તો દરેકે પોતાનાં સગાંવહાલાં અને પ્રેમનાં માણસોને તે કામમાં મદદ કરવા ખાસ વિનંતિ કરવી જોઇએ, અને ન માને તો દબાણ પણ કરાવવું જોઈએ. શું ભાઈ, તમને નથી લાગતું કે આ વખતે દેશના ભવિષ્યનો સવાલ ત્રાજવે નખાયો છે? શું તમને એમ નથી લાગતું કે દેશને માટે આ ખરી અણીનો વખત છે? શું તમને નથી લાગતું કે મિલમાલેકોએ પોતાના માલના દામ માફકસર લેવાં—માલમાં દગો ના કરવો અને લોકોના ઉત્સાહનો લાભ લઈ સ્વદેશીનું ખૂન ન કરવું? અરે, હું તો એમ પણ કહું કે તમેબધા પૈસા ભેગા કરીને કરશો શું? લક્ષાધીશો અને કરોડપતિઓ જો દેશને દગો દેશે તો પ્રભુ એમને એ પૈસાનો ઉપયોગ કેમ કરવા દેશે?

**વિજયચંદ્ર:** બ્હેન, તું કહીશ તે કરવા હું તૈયાર છું. હું પણ દેશનોજ દીકરો છું.

**રમા:** પણ પૂજનરી પૈસાના છો તો.

**વિજયચંદ્ર:** બ્હેન, તું જે કહે તે હું સઘળું સાંભળી લઇશ. હું તારા કહેવા પ્રમાણે વર્તવા તૈયાર છું. પણ એટલું તો ખરૂંને કે બિચારા મિલમાલેકોને ધંધાનું હિત પણ જાળવવાનું હોય છે. લોકોને ટીકા કરવાનું સહેલું છે.

**રમા:** ધંધાનું હિત તમે લોકો નથી જાળવતા તે માટે તો તમારા ઉપર ટીકા થાય છે. ધંધાનું હિત જાળવનારાઓના આ લક્ષણ ન હોય. પોતાની મિલમાંજ તમે કાપડ બનાવો. સ્વદેશી હિલચાલથી તમારી

મિલો તમે ચલાવો. સ્વદેશી માટે હજારો જુવાનીઆઓ જેલમાં સડયાં કરે છે, અને તમો હજુ વિલાયતી કાપડથી તમારી કાયા શણગારો છો. દેશનો પૈસો દેશમાં રહે તે માટે લોકો સ્વદેશી પહેરી તમને ઉત્તેજન આપે. બિચારા પાઈ પાઈ ભેગી કરી. તમારા ગલ્લામાં નાખે અને તમે મોજશોખને માટે વિલાયત પૈસા રવાના કરો. પ્રજા તમારા ઉપર તે શી રીતે પ્રેમ કરે ? સ્વદેશીની ખાતર જે જુવાનીઆઓ જેલમાં ગયા તેમનાં બાળબચ્ચાં ભૂખે મરે છે. તેમનું ભરણપોષણ કરવા માટે તમે મિલમાલેકો કરોડો રૂપીઆનું ફંડ કેમ ઉભું નથી કરતા ? ધંધાનું હિત જાળવતાં જો હિંદના મિલમાલેકોને આવડયું હોત તો કરોડો રૂપીઆ આ હિલચાલમાં રેડીને એ હિલચાલને એવી ખીલવી હોત કે જોતજોતાંમાં દેશ મજબૂત થઇ જાત. અને તે એટલે સુધી કે પછી સ્વદેશી હિલચાલ તોડવાની તાકાત કોઇમાં આવી શકત નહિ. કરોડો રૂપીઆ ખરચીને તમે મિલમાલેકો તમારો ધંધો ધીકતો હંમેશ માટે ચાલુ રાખી શકત. તમારા ધંધાને પોષવા માટે તમે સ્વદેશી હિલચાલને પોષો અને સ્વદેશી હિલચાલને પોષવા મિલમાલેકોનું જુદું ભંડોળ ભેગું કરો, અને સ્વદેશી હિલચાલની વચ્ચે નડતી નડતરો દૂર કરો.

**વિજયચંદ્ર:** બ્હેન, તું કહીશ તે કરવા હું તૈયાર છું. જાહેર ફંડમાં તું કહીશ તે રકમ ભરવા કબૂલ છું. તેં તો મને શરમાવી નાખ્યો. પરદેશી કપડાં તો હવે ઘેર જઈને હું જરૂર કાઢી નાખીશ. તારો ઉપદેશ મારે ગળે ઉતરી ગયો છે.

**રમા:** ઠીક ભાઈ, ત્યારે હું પણ જબરી ભાગ્યશાળી. જો ઉપદેશ ગળે ઉતર્યો હોય તો **શુભસ્ય શીઘ્રં**. તેમાં વળી વાર શી ? હું તને સ્વદેશી કપડાં આપું છું તે હમણાંજ પહેર અને વિલાયતીનો અહીંજ ત્યાગ કર.

**રમણચંદ્ર:** વિજયચંદ્રજી, મને પણ એણે એમજ ગડયો છે.

**વિજયચંદ્ર**: મને એમાં આનંદજ છે. બ્હેન, લાવ મને કપડાં આપ, હું હમણાંજ બદલી નાખું.

( રમા ખાદીનાં કપડાં આપે છે. વિજયચંદ્ર પહેરે છે. )

ભારતમાં આવી બહેનો ઘેર ઘેર હોય તો સ્વદેશીને જરૂર સફળતા મળે, અને જો સ્વદેશી સફળ થાય તો સ્વતંત્રતા ઘેર ચાલીને આવે. ( કપડાં પહેરી રહ્યા પછી ) લે, બ્હેન, થયું. હવે તો તું ખુશી થઇને?

**રમા**: જરૂર ખુશી થઈ. હવે બીજું. કેદમાં સડતા જુવાનીઆઓનાં બાળબચ્ચાંના ભરણપોષણ માટે સારી રકમ આપવાની નક્કી કરો પછી તે યોગ્ય સ્થળે મોકલાવીશું.

**વિજયચંદ્ર**: બ્હેન, તું કહે તે રકમ મને કબૂલ છે.

**રમણચંદ્ર**: વિજયચંદ્રજી,એમાં છેતરાશો.ફંડના આંકડાની બાબતમાં એના ઉપર જરાપણ વિશ્વાસ નહિ મુકતા. મને કેટલીએ ફેરા ફસાવ્યો છે.

**વિજયચંદ્ર**: ભલે ફસાઇશું તોપણ કબૂલ. બોલ બ્હેન.

**રમા**: જોજે હોં ભાઈ, બોલેલું પાળવું હોય તો બીજા મિલમાલેકો આપે કે ન આપે તોપણ તું એકાવન હજાર રૂપીઆ સ્વદેશ ખાતર જેલમાં સડતા દેશભકતોના કુટુંબપોષણના ફંડમાં આપ.

**વિજયચંદ્ર**: રકમ મોટી તો છે પણ મને કબૂલ છે. લે, આ તને ચેક ફાડી આપું છું. તને યોગ્ય લાગે ત્યાં મોકલી દેજે.

( ચેકપર સહી કરી ફાડી આપે છે. )

**રમણચંદ્ર**: ત્યારે આજે તો મારે ત્યાં સખત લડાઈજ થઈ. અને બ્હેને ભાઇને જીત્યો. ઠીક. ( રામાને બોલાવે છે. રામો આવે છે. )

રામા, ભમણને બોલાવી લાવ. એમને બધાને જવું છે તેમની તૈયારી કરે.

**વિજયચંદ્ર** ( ઘડીઆળ જોઇને ) બ્હેન, હવે તું વાતોમાં ના રોકાતી. ગાડીનો વખત થવા આવ્યો છે.

**રમણચંદ્ર:** તૈયારી તો બધી એણે કરીજ મુકી છે. આ રાણી-સાહેબ પાસેથી હવે ઘરનો ચાર્જ સંભાળી લેવાનું કામજ ફક્ત બાકી છે. કારણ હવે ચાર પાંચ મહિના સુધી ઘર સંભાળવાનું કામ મારે કરવું પડશે. એણે હક્કની માસિક રજા ભેગી કરી મુકી છે, તે હવે સામટી ભોગવશે.

**રમા:** ( શરમાઇને ) કંઇક તો જરા જીભ ઉપર અંકુશ રાખો. બાપા આવે, ભાઈ આવે, બીજું કોઈ આવે એ દરેક આગળ સરખી જ છુટ. મૂળ સ્વભાવજ નથી બદલાતોને.

( વિજયચંદ્ર અને વિનયા જાય છે. )

**રમા:** પ્રાણ શું કરૂં? મન નથી તોપણ જાઉં છું. પણ ચંદ્રકાન્ત-ભાઈએ કહ્યું હતું જતી વખતે તે યાદ છે ને? ત્યાં મારો જીવ તો અદ્ધરનો અદ્ધર રહેશે. ઘેર એકલાજને નાથ!

**રમણચંદ્ર:** ( રમાનો હાથ પકડી ) પ્રિયા, તું તદન ઘેલી છે. હું એકલો રહીશ તેમાં તને ફિકર કેમ થાય છે. હવે હું તો કંઈ નાનું બાળક છું? મને કોઈ બોર્ડીંગમાં મુકવાનો તો તારો વિચાર નથી ને? પેલો ચંદ્રકાન્ત છે ડાહ્યો, અને તું છે દોઢડાહી. પ્રિયા! આ જગતમાં તારા સિવાય એકે ચીજ એવી નથી કે જેનો મને મોહ ઉત્પન્ન થાય. તું સુખેથી ફિકર કર્યા વગર જા.

**રમા:** નાથ! ફરીથી મળીએ ત્યાંસુધી તો આ છેલ્લોજ મેળાપને.

( દંપતિ આલિંગે છે. પડદો પડે છે. )

## પ્રવેશ ૫ મો

**સ્થળઃ**—મોહનબાગ.

**પાત્રોઃ**—પ્રાણશંકર અને સ્વયંસેવકદળ.

**પ્રાણશંકરઃ** ( સ્વયંસેવકદળ હારબંધ બેસી જાય છે. ) વ્હાલી ભરતભૂમિની આશાના તેજસ્વી કિરણો ! તમારા ઉપર–તમારા સ્વાર્થ-ત્યાગ ઉપર–તમારા આત્મભોગ ઉપર–તમારી સેવા અને ખાનદાની ઉપર દેશના ઉદ્ધારની આશા છે. તમારાવડેજ દેશનો ઉત્કર્ષ થવાનો છે. દેશને હંમેશને માટે સુખી કરવો કે ગુલામીની બેડીઓમાં જકડેલો રાખવો એ હવે તમારે હાથ છે. દેશના હિતની ખાતર તુમે તમારો વિદ્યાભ્યાસ છોડયો છે. દેશના ભવિષ્યની ખાતર તમે તમારા ભવિષ્ય ઉપર પાણી મુકયું છે. તમારો સ્વાર્થત્યાગ ઉંચા પ્રકારનો છે. પણ ખરો ત્યાગ તો હવે કરવાનો આવશે. કસોટીનો મામલો તો હવે નજદીક આવતો જાય છે. હવે બાજી હાથવેંતમાં આવી રહી છે. સ્વયંસેવક-બાઇઓ, તમે બધા ભણેલા છો એટલે જાણો છો તો ખરા કે આપણા દેશની ખરાબીનાં અનેક કારણો પૈકી દારૂની બદી એ પણ એક છે. જો દારૂની બદી અટકે અને આપણા દારૂપીનાર ભાઇઓની આંખો ઉઘડે તો તેથી દેશને ઘણો લાભ થવાનો સંભવ છે. આવતી કાલથી દારૂનાં પીઠાંઓ ઉપર આપણે પહેરો ભરવાનો છે અને તેના સંબંધમાં

તમને જે જે સૂચનાઓ કરવામાં આવે તે તે તમારે શિરસટ્ટે પાળવાની છે. રાષ્ટ્રીયદળના બહાદુર સિપાહીઓ, તમે હવે તો પૂર્ણ રીતે જાણી ચૂક્યા છો કે આપણે હવે લડાઇમાં ઉતર્યા છીએ. આપણે સત્યને ખાંડે લહી અધર્મનો પરાજય કરવા ચાહીએ છીએ. ધર્મ આપણી ઢાલ છે, સત્ય આપણી તલવાર છે, આત્મબળ આપણું જોર છે. આ લડત આત્મશુદ્ધિની છે. આ લડત સત્ય અને અસત્ય વચ્ચે છે. આત્મશુદ્ધિદળના સૈનિકો! તમે તમારૂં અંતઃકરણ ચોકખું રાખજો. આપણે સંગ્રામમાં ઉતર્યા છીએ એટલે લશ્કરી તાલીમ મુજબ આપણે વર્તવાનું છે. તમને જે હુકમો આપવામાં આવે તે એકદમ તમારે માથે ચઢાવવાના છે. પીઠાની નજીક જ્યાં તમને તમારો નાયક ગોઠવે ત્યાં તમારે ઉભા રહેવાનું છે. તેનું ઉલ્લંઘન તમે નથી કરી શકતા. આજે સાંજે છાપેલી સૂચનાઓની નકલો તમને આપવામાં આવશે. આવતી કાલે આપણે બધા દારૂનિષેધના કામમાં તિરસ્કાર અને દ્વેષ રહિત બની શાન્તિની લડાઇમાં જોડાઇશું. પ્રભુ! પીઠાંવાળાઓના અંતઃકરણમાં પ્રેરણા કરો–પ્રભુ દારૂ પીનારાઓની મતિને સુધારો–આપણને અનેક જાતનાં દુઃખ, કષ્ટ અને જુલમો સહન કરવાનું ખૂબ બળ આપો, અને જે પ્રભુએ અનેક દેશનો ઉદ્ધાર કર્યો છે તે પ્રભુ ભારતને પણ છુટો કરો. (વંદે માતરમના પોકારો કરી સર્વે જાય છે. પડદો ઉપડે છે.)

[ આર્યમદિરામંડળ—શાસ્ત્રીજી—ખુદાબક્ષ—પીપાજી—સોમાભાઈ—રામજી —મગન—ભાઉસાહેબ વિગેરે સભાસદો બેઠા છે. ]

**રામજીઃ** આપણો જલસો તો ભેગો થયો પણ...પણ ભ્રમણભાઈ સિવાય સઘળું લુખું લુખું લાગે છે. એ આવે ત્યારે આપણું ગાડું આગળ ચાલે.

**સોમાભાઈઃ** આખા દેશમાંએ આ મ્હોંકાણ બળી છે કે એકની ગેરહાજરીમાં બધુંએ કડડડભસ. આપણે તો આ જલસો અને મંડળ કરી દેશમાં સુધારો કરવો છે સુધારો.

**મગન:** લીયો ત્યારે આપણે જ દાખલો બેસાડો.

**પીપાજી:** અલ્યો એક બ્રમણભાઈ વિના જો આંધળા થશો તો મંડળનું ગાડું શી રીતે ચાલશે? અલ્યો એ તો કાલે ઉઠીને માંદા પડયા કે મરી ગયા લો પછી શું?

**રામજી:** તો પછી શું? એની બૈરી રંડાશે. એમાં કંઇ મંડળ ઓછું રંડાવાનું છે? ચાલો ત્યારે આપણેજ શરૂ કરી દઇએ એ કામ. કેમ દાદાસાહેબ, ભાઉસાહેબ, કેમ બોલતા નથી? વાત ગળે ઉતરીને, રાવસાહેબ?

**બધા સાથે:** સાચી વાત. બરોબર છે. કરો શરૂ.

**મગન:** અલ્યો, આટલા બધા હાજર છે અને એક ગેરહાજર છે, તો શું થયું? એક બ્રમણ ન હોય તો તમને જાણે સંધીવા થયો સંધીવા.

**રામજી:** ચાલો ત્યારે કરો શરૂ.

**શાસ્ત્રી:** આપણે તમારી સાથે. કરો શરૂ.

**ખુદાબક્ષ:** હોને દો જબ.

**પીપાજી:** હું તો એ મતનોજ છું. કરો શરૂ.

**સોમાભાઇ:** વળી વાર શું કરવા કરો છો? કરો શરૂ. કરો શરૂ. વાર શું કામ કરો છો? કરો શરૂ.

**રામજી:** અલ્યો, બધાએ કરો શરૂ, કરો શરૂ એમ બૂમ પાડો છો તે શરૂ કરોને. કેમ બીજાના મ્હોં સામે જોઇને બેઠા છો? કેમ મગન, દાખલો બેસાડોને હવે. બોલતા કેમ નથી?

**મગન:** બોલવાનું શું? શરૂ કરોને. મારે વાંધો નથી. આપણને નથી ફાવતું. એતો સોમાભાઇ કે પીપાભાઇને પીવાડો.

**પીપાજી:** ના, ના, ભાઈ અમને નથી આવડતું. શાસ્ત્રીજી અથવા ભાઉસાહેબ શરૂ કરે તે ઠીક દેખાય.

**શાસ્ત્રી**: એમાં મોટા ને નાના શું. કરો શરૂ. કરો રામજીભાઇ, તમેજ શરૂ કરો. આપણને તો નથી ફાવતું.

**રામજી**: મેં તો પહેલેથીજ કહ્યું હતું કે ભ્રમણભાઇવગર લુખું લાગે છે. અને એ આવશે ત્યારે આપણું ગાડું ચાલશે. એ તો બધાને વાતો કરવી છે. કામ નથી કરવું. ( સામેથી ભ્રમણ આવે છે. )

**મગન**: લો—આવ્યા ભ્રમણભાઇ—કયારની વાટ જોતા હતા તે.

**શાસ્ત્રી**: શાબાસ, શાબાસ ભ્રમણભાઇ—તેં પણ આજે અમારી પરીક્ષા કરવાનો ઠીક ઘાટ ઘડયો. તારા વગર ગાડું ગબડે છે કે નહિ તે જોતો હતો, કેમ ?

**પીપાજી**: ભાઇ, એ મોડા ના આવે તો એમની કિંમત તમે જાણોએ શેના. જુવોને બધાએ ઉંચા નીચા થયા અને બોલવા લાગ્યા. પણ જેનું કામ તેનાથી થાય. બીજા કરે તો ગોથાં ખાય.

**શાસ્ત્રી**: અરે મૂર્ખા, ખરૂં જોનાં તો આજે તારે સૌથી પહેલાં આવવું જોઇતું હતું. આજે આપણા મંડળીની સ્થાપના કરવાનો શુભ દિવસ અને આ વખતેજ મોડું કર્યું. તારૂં મન શી રીતે ઝાલ્યું રહ્યું ?

**ભ્રમણ**: તમારે બધાને જેટલું બોલવું હોય તેટલું બોલી નાખો એક ફેરા, પછી હું તેનો જવાબ આપું. બોલો, બોલી રહ્યા ? સાંભળો ત્યારે હવે. હું આજે બહુજ જલદી આવવાનો હતો પણ આજે બનાવજ એવો બન્યો કે મને છુટકોજ નહોતો. મારી જગ્યાએ બીજો કોઇ હોત તો એ આજે આવત પણ નહિ.

**ખુદાબક્ષ**: ઐસા તો ક્યા હુવા વો તો બોલ.

**શાસ્ત્રી**: ના, ના, શું બન્યું ?

**ભ્રમણ**: એ તો તમે મને કોઇ પુછતાજ નહિ,

**રાવસાહેબ**: લેને ત્યારે કોઇ નથી પુછતું. વગર પુછે તારી મેળેજ કહી દેને એટલે થયું.

**ભ્રમણ:** રાવસાહેબ, આ બનાવ મશ્કરી કરવા જેવો નથી, આજ અમારા સાહેબની સનદ મુન્સફે છ માસ સુધી રદ કરી છે.

**શાસ્ત્રી:** સાહેબ એટલે આપણા રમણચંદ્રભાઈજીને ?

**ભ્રમણ:** હા.

**પીપાજી:** રમણચંદ્રભાઈ તો ઘણા ડાહ્યા, સીધા અને ઠરેલ છે. એમને હાથે તે વળી શું બન્યું હશે ?

**ભ્રમણ:** પીપાજી, મારા સાહેબ તો તમે કહો છો તેથીએ વધારે સારા છે, પણ એમનો સ્વભાવ ઘણોજ ગરમ—ગજબ ગરમ—જાણે આગ.

**શાસ્ત્રી:** અરે જુવાનીનું લોહી છે. એને આટલો ઉછાળો તો હોયજ.

**ભ્રમણ:** એ તમારૂં કહેવું ખરૂં છે, પણ હમણાં હમણાં તો એમને દુશ્મનોજ બહુ ઉભા થયા છે. કોણ જાણે કયો ગ્રહ નડે છે. ગ્રહદશાજ બેઠી છે, ગ્રહદશા.

**સોમાભાઈ:** આટલા બધા શત્રુ થવાનું શું કારણ ?

**ભ્રમણ:** એમાં કારણ શું જોઈએ? દુનીઆમાં ઈર્ષાખોરો કંઈ ઓછા છે ? કોઈ નવો વકીલ પોતાની અક્કલ અને હોશિયારીથી આગળ જાય એટલે જુના ખરું ઈર્ષાખોરો તેની ઈર્ષા કરવાનાજ અને તેને પાછળ ખેંચવાનો પ્રયત્ન કરવાનાજ. અમારા સાહેબનો ઉત્કર્ષ તો કોઈ ખમીજ શકતા નથી.

**સોમાભાઈ:** ત્યારે મુન્સફે જાણી જોઈને એમને ખરાબ કર્યા એમજ તમારૂં કહેવું છેને ?

**ભ્રમણ:** ના. ના એમ બિલકુલ નહિ. મુન્સફનો તો એમાં જરાએ વાંક નથી. બન્યું એમ કે કોઈ મુદ્દા ઉપર મારા સાહેબ દલીલ કરતા હતા અને મુન્સફને ને એમને કંઈ મતભેદ થયો. હવે આવે વખતે ધીમે રહીને મુન્સફને સમજાવવાની જરૂર હતી, પણ જુવાનીનું ઉછળતું લોહી એટલે ગુસ્સામાં ને ગુસ્સામાં એમણે દલીલો આગળ ચલાવી, આ જોઈને બીજા વકીલો મોઢેથી હસવા લાગ્યા અને

અમારા સાહેબનો મશ્કરી કરવા લાગ્યા. આમ થવાથી સાહેબ વધારે ઉકળ્યા અને ગુસ્સામાં મુન્સફનું અપમાન કર્યું. આવું બન્યું એટલે મુન્સફને આગળ પગલાં લેવાં પડયાં. તો પણ હું તો કહું છું કે એતો બહુ સારો અને વિવેકી કે તેની છ માસનીજ મુદત મારી. એમને ઠેકાણે કોઈ બીજો હોત, અરે, લોને હુંજ હોત, તો હંમેશને માટે રદ કરત. આવું થયું એટલે બીજા વકીલો તો જાણે વંટોળીએ ચઢયા. અને અમારા સાહેબને તો ધરતી માગ આપે તો સમાઈ જઉં એવું થયું. આખરે ગમે તેમ કરી હું એમને ઘેર લઈ ગયો અને એમને ઘેર મુકી તરત ઉતાવળો ઉતાવળો અહીંઆ આવતો રહ્યો છું. ભાઈઓ, આ બનાવને લીધે મને આવતાં વાર થઈ. મારો જવાબ માગ્યો તેનો આ ખુલાસો છે.

**શાસ્ત્રી:** અરેરે, આ તો બહુજ ખોટું થયું. બનવા કાળ, ભાવિ ભુલાવે છે. ઠીક ત્યારે આપણે કામ શરૂ કરીએ. બોલો આ મંડળનું નામ શું રાખવું છે ?

**બ્રહ્મણ:** આ બાબતમાં થોડી સુચનાઓની નોંધ હું લખી લાવ્યો છું તે હું તમને જણાવું છું. આ સંસ્થાનું નામ " આર્ય-મદિરામંડળ " પાડવું.

**ભગીરથ:** " આર્યમદિરામંડળ " ? તમને નથી લાગતું કે આર્ય શબ્દનો એમાં દુરુપયોગ થાય છે. દારૂ જેવી નિંઘ વસ્તુ જોડે આવો પવિત્ર શબ્દ જોડવો...

**બ્રહ્મણ:** અરે, ત્યારે તો તમે સમજ્યાજ નથી. દારૂ એ નિંઘ વસ્તુ નથી એ લોકોને સમજાવવા માટેજ અમે આ સંસ્થા કાઢી છે. મધપાનના વ્યસનને સભ્ય સ્વરૂપ આવે એજ અમારો ઉદ્દેશ છે. બીજી સભ્ય અને પવિત્ર બાબતોમાં જે શબ્દોનો ઉપયોગ થાય છે તેજ શબ્દો અમે દારૂની બાબતમાં પણ વાપરીશું એટલે ૫૦ ટકા કામ તો સફળ થયું.

**ભગીરથઃ** ફક્ત શબ્દ ગોઠવ્યાથી અને વાપર્યાથી મદ્યપાનને મહત્વ કેવી રીતે આવશે ? પવિત્ર વાતોમાંજ શોભનારા શબ્દો આવી આવી વાતોમાં મુક્યાથી પવિત્ર વાતોની પવિત્રતા છાંટાભાર પણ ઓછી થવાની નથી; હોળીના દિવસોમાં અપાતી ગાળોથી મોટા આબરૂદારોની કિંમત ઘટતીએ નથી અને લુચ્ચા લફંગાઓની કિંમત વધતીએ નથી. કસ્બણો અને વેશ્યાઓ સુધરે તેથી શું પતિવ્રતાના પુણ્યનું પતન થાય છે ? શું કાગડાને કોટે હીરો બાંધવાથી કાગડો કબુતર થશે ? ગધેડીને ગંગાજીમાં ચોળીચોળીને ન્હવરાવ્યાથી શું તે ઘોડી થશે ?

**બ્રામણુઃ** ભગીરથ, મને માફ કરજો. આ બાબતમાં તમે તદ્દન અજ્ઞાન છો. દારૂને માટેજ આટલી બધી હલકાઇ કેમ આવવી જોઈએ ? અમે દારૂ પીનારાઓએજ જાણી જોઇનેજ અમારી ખોટી હલકાઈ કબૂલ કરવાની શરૂઆત કરી છે. ચીરૂટ, સીગાર અને બીડીના ધુમાડાના ગોટેગોટા મ્હોં વાટે નીકળે તેમાં પાપ નહિ. આત્મશુદ્ધિવાળા સ્વયંસેવકોના નાયકો મોઢાને મિલનું ભૂંગળુ બનાવે તેમાં વાંધો નહિ. ભરેલી સભામાં લાલચોળ મ્હોં નજરે પડે તો વાંધો નહિ. એવા પાન–તમાકુની સભાઓમાં મ્હાલતા રંગેલા ડાચાને રંગવાની કોઇની તાકાત નથી. હૉટેલોમાં સોડાવૉટરની બૉટલો ફુટે તો તેનો વાંધો લેવાતો નથી. પણ ભોગજોગે એકાદ સદ્દગૃહસ્થને મ્હોંડે જો દારૂનો જરા પણ વાસ આવે તો લોકો મ્હોં મરડે છે અને નાક ચઢાવે છે. આ બધાનું કારણ શું ? કારણ આપણા બધાની સુસ્તી–નાલાયકી. સાહેબલોકોમાં શું દેખાય છે ? સભામાં–લગ્નમાં–મિજબાનામાં–મરણમાં–પાર્ટીમાં બધે સારે નરસે અવસરે ખુલ્લી રીતે દારૂ પીવાય છે. છતાં એમની કિંમત કેમ નથી ઘટતી ? અમારામાંજ ખામી છે. અમેજ હિંમતબાજ નથી બન્યા. રાવસાહેબ–દાદાસાહેબ–મગનભાઇ અને એવા એવા બીજા મોટા મોટા બડેજાવ માણસો બસ ધોળે દિવસે જાહેર રીતે હિંમતથી મન–માનતો દારૂ પીને–સભાઓમાં જઇને–ભાષણો આપીને–સરકારદરબારમાં પણ છુટથી હરેફરે તો તે વાટધારો પડશે અને બીજાઓ પણ એનું

અનુકરણ કરશે. ચાનુંજ જુવોને. ચાના નામ ઉપર મોટા મોટા બખાળા કરી આખરે શું કર્યું ? જેમ જેમ વખત જતો જશે અને આપણે દારૂપીનારાઓ મક્કમ બનીને મનથી મંડયા રહીશું તો આ દારૂનું ચાના જેવુંજ થવાનું છે. ( ભગીરથઃ કાંતો ચાનું દારૂના જેવું થાય. ) અને જેમ આજે કોઇ ચાને માટે વાંધો ઉઠાવતા નથી તેમ પછી દારૂને માટે પણ કોઇ વાંધો ઉઠાવશે નહિ. જે દારૂ આપણને એશઆરામ અને આરોગ્ય આપે છે—મોજ બક્ષે છે–તે દારૂને હલકો ગણવો, નિંદ્ય ગણવો એ નિમકહરામી છે. આપણે દારૂપીનારાઓ દારૂને કદી હલકો કહીશું નહિ. માટે " આર્યમદિરામંડળ " એજ નામ આ મંડળને શોભે છે એવો મારો અભિપ્રાય છે.

**બુદ્દાબક્ષ:** શાબાશ–શાબાશ–જનાબ, આપ બી એક ઔર ઓલિયા હૈ.

**શાસ્ત્રી:** બરાબર છે. હવે આગળ ચલાવો.

**ભ્રમણ:** હવે આ મંડળના હેતુઓ હું તમને તદ્દન ટૂંકમાં કહું છું. દરરોજ દારૂ પીનાર માણસજ આ મંડળનો સભાસદ થઇ શકશે. પોતે દારૂ પીએ છે એ દરેક સભાસદે જાહેરરીતે, છચોક પોતાને મોઢે કબૂલ કરવું જોઇશે. મંડળના મુકામમાં હંમેશ ખાવાપીવાની ગોઠવણ રહેશે. માંસાહારને આ સભા ટેકો આપે છે.

**મગન:** શેર્જી દારૂ પીવાની શરત તો સારી છે પણ દેશી–શુદ્ધ સ્વદેશી મહુડાનો દારૂ પીએ તો ચાલે કે નહિ ? ભાવતાલ તરફ નજર તો રાખવીજ જોઇએ.

**બુદ્દાબક્ષ:** એ બનીઆ બડા મખ્ખીચૂસ હૈ. ફિરકે હાથસે પૈસા નહિ છૂટના.

**મગન:** તમને શું મિયાબાઇને–ન્હાવું નહિને નીચોવવું નહિ. તમે મજા કરો પણ રડે લાલ પાઘડીવાળો.

**ખુદાબક્ષ:** તો ક્યોં સાલે હમકુ પેસા દેતે હૈં? ક્યા સબ બનીએં અંધે હૈં? ઉનકુ ખુદાને આંખા નહિ દી? હમકુ અચ્છી તરહ પિછાનતે હૈ ઔર કાયકુ પેસે દેતે હો, ઝખમારને કુ? હમતો લેંગે–ઉડાયેંગે–મઝા કરેંગે. બનીઓકુ મરના હો, કલ મરના હો તો આજ મર જાવે?

**મગન:** હા, ભાઇ હા. એતો વાણીઆ આંધળા અને હૈયાફુટા એ. ભાઇ ખાનસાહેબ, તમારું કહેવું બરોબર છે. એ હૈઆફુટાઓએ જ બધી ખરાબી કરી છે.

**ખુદાબક્ષ:** દેખ, મગનભાઈ, તુ તો મેરા બિરાદર હૈ. તુ બુરા મત માનીએ. મેં તો સચબાત કહેતા હું કે બનીએં હમકુ પેસા નહિ દેવેં તો કરેબી ક્યા? દેખો, કુછ કોમકા ચંદા હોવે તો દુકાન બંધ કરકે ભાગ જાવેં, દેશકા ચંદા હોવે તો રો દેવેં ઔર ધરમકા હોવે તો ઝગડા ડાલકે બી બીચમેંસે છુટ જાવેં. એતો ખુદાકી કુદરત હૈ. મગનભાઈ, ઐસે બેઇમાનોંકી બસ્તીમેં હમ લોક કબી ભુખે નહિ મરેંગે.

**મગન:** ખાનસાહેબ, આપ કહો છો તે તો હું કાન પકડીને કબૂલ કરું છું, પણ અમારા લોકો હજી ધરમને નથી ભુલ્યા, હોં. તમે ગમે તેમ કહો તો પણ એ એમાં તો નહિજ જાય.

**ખુદાબક્ષ:** રહેને દે, ખાલી બાતાં મુઝે મત સુનાવ. ક્યા ધરમમેં સમજતે હૈ? મિયા, જરા તો ખ્યાલ કરો. તુમેરે બનીએંલોક જાનવર નહિ મારતે એ બાત સચ હૈ, લેકીન ચમડોં કે વેપારીઓકુ પેસે દેકે જાનવરકુ નહિ મરાતે? જંગલકે ઠેકેદારકુ લાખો રૂપીએ દે કર લીલે ઝાડ નહિ કટવાતે? તુમ કસાઇકો વ્યાજસે રૂપીએ નહિ દેતે હો? મેરી સામને એ સબ બાત મત કરના, સમજા. મેં તો સબ જાનતા હું. ઘરમેં નહિ ખાવેં ઔર લડકોંકુ નહિ ખીલાવેં, લેકીન હમેરે લડકોંકે લિયે હજારો રૂપે દેવેં. ખુદા ઐસે બેહેપારીકુ સલામત રખે. મગનભાઇ, બુરા મત માનીએ.

**પીપાજી:** ખાનસાહેબ હવે એ ઝઘડો તમારો મટાડો. હિંદુ-મુસલમાનની એકતા થઇ ગઈ અને આપણે તો એક થાળમાં બેસીને જમી સાબિત કરી બતાવ્યું છે. મગન, તું પણ એમાં માઠું નહિ લગાડતો. ખાનસાહેબ, મગનભાઈનું કહેવું બરોબર છે. એમાં કંજુસાઈનો સવાલ નથી. આ સવાલ આપણો પોતાનો નથી, મંડળનો છે. પાછા બીજા ગરીબ લોકો આપણા મંડળમાં દાખલ થાય તેમની પણ જોગવાઈ આપણે જોવી જોઇએ.

**મગન:** મારે ખાનસાહેબને જવાબ દેવો હતો પણ પીપાજીએ વચ્ચે પડીને વાત મારી નાખી. હિંદુમુસલમાનના એકતા એ તો દેશને જરૂર ફાયદો કરે, પણ એકતા એ ખરી એકતા જોઇએ. બન્નેએ એક બીજાને સરખા ગણવા જોઇએ. એક એમ સમજે કે હું બળવાન છું એટલે ગમે તેમ તોફાન કરૂં અને નબળો જરા બચાવમાં માથું ઉંચું કરે તો તેને માથે એકતા ભંગ કર્યાનો આરોપ મુકું એ એકતા તો ધુળ પરનું લીંપણુ છે. વગર તાકાતે માણસ છાનો રહે એ એકતા નથી પણ તાકાત હોય અને ભાઇ ગણીને છાનો રહે એ એકતા છે. ભલે, પણ આપણા મંડળમાં તો ભાઇચારો આપણે ખાસ વધારવાનો છે એટલે હું એ નથી બોલતો. આપણા મંડળે બીજું એક કામ હાથમાં લેવું જોઈએ. દારૂના ઉત્તેજનાર્થે જે જે કામ કરવાનું હોય અથવા કાયદા ઘડાવવાના હોય તેને માટે સરકારને વિનંતિપત્ર મોકલવા જોઈએ.

**સોમાભાઇ:** શુભ કામની શરૂઆત આજે શુભ દિવસેજ કરો. અને મોકલો એક અર્જ સરકારમાં કે રાત્રે સાડા આઠ વાગે દારૂની દુકાનો બંધ કરવાનો કાયદો છે તે સરકારે રૈયતની સગવડ ખાતર રદ કરવો અને દારૂની દુકાનો ચોવીસે કલાક ખુલ્લી રાખવી.

**રામજી:** અને સરકાર તો તરત મંજુર કરશે. કારણુ એમાં એની તિજોરીને ફાયદો છે. સરકાર તો તિજોરી તર કરવા તરફ ધ્યાન દઇને બેઠી છે.

**શાસ્ત્રી:** હું આજે બીજી સુચના કરૂં છું અને તે એ છે કે વડી સરકાર તરફ આપણે એક મોટો અર્જ મોકલવો જોઇએ જેના ઉપર બનતાં સુધી બધા દારૂ પીનારાઓની સહીઓ કરાવવી અને એમાં સરકારને વિનંતિ કરવી કે દારૂ વેચવા માટે લાઇસન્સ એટલે પરવાનો આપવામાં આવે છે તે રીત કાઢી નાખવી. જેને જોઇએ તે વેપારી દારૂ વેચે એવી છુટ આપી સરકારે પોતાની ઉદારવૃત્તિ જાહેર કરવી જોઇએ.

**મગન:** સરકાર આ વાત કબૂલ રાખે એ અમને નથી લાગતું. પણ આપણે અરજ તો કરો. આપણી સંસ્થા કંઈ કામ કરે છે એમ લોકોમાં જણાશે અને આપણા મનને સંતોષ વળશે. કંઈ કામ કર્યું છે એવું કાગળીએ બતાવવાને માટે ઘણી ખરી સંસ્થાઓ એંશી ઠરાવ આવાજ પસાર કરે છે.

**ભાઉસાહેબ:** સરકાર કેમ મંજુર ના કરે? અમે ગોવે ગયા હતા ત્યાં તો દરેક વેપારીની દુકાને દારૂ વેચાતો હતો. દારૂ વેચવા માટે ત્યાં પરવાનાની જરૂર જ નથી. આ ઉપરથી એમ લાગે છે કે પોર્ટુગીજોની રાજનીતિજ બહુ ઉદાર.

**મગન:** પોર્ટુગીજોને તો ગોવામાં રાજ્ય કરવું છે પણ અંગ્રેજોને તો હિંદુસ્તાનમાં વેપાર કરવો છે.

**ભ્રમણ:** ધીમે ધીમે દારૂ પીનારાઓની સર્વે અડચણો મંડળ દૂર કરશે અને દારૂને ઉત્તેજન મળે અને એનું વ્યસન વધે એવાં પગલાં મંડળ લેવા ચુકશે નહિ. મારા મગજમાં હજુ કેટલીએ કલ્પનાઓ ઉભી થઇ છે. પણ તે બધું ધીમે ધીમે થશે. અમારા બહાદુર ભગીરથ જેવાઓને દારૂના વાસનો બહુ ડર રહે છે. તો જેમ લડાઇ માટે વગર ધુમાડાનો દારૂ તૈયાર કરવામાં આવ્યો છે તેવીજ રીતે પીવા માટે વધારે વગર વાસનો દારૂ તૈયાર કરવો એટલે દારૂમાંથી વાસ નાબુદ કરવાની યુક્તિ શોધી કાઢવા કેટલાક ઉમેદવારને સ્કોલરશીપો આપી

પરદેશ મોકલવાની વ્યવસ્થા પણ આ મંડળ કરશે; એવી મારી આશા છે. બીજું દરેક સભાસદે નવા સભાસદો બનાવી મદ્યપાનનો પ્રસાર વીજળીને વેગે કરવો જોઈએ.

**શાસ્ત્રી:** આ કલમ બહુજ મહત્વની છે. કારણ આજકાલ લોકોમાં એક પ્રકારની ઘેલછા ઉભી થઈ છે, દરેક પ્રકારના મંડળમાં –દરેક સંસ્થાઓમાં—ન્યાતના પંચોમાં અમુક વ્યસનો બંધ કરવાં, અમુક ચીજો છોડવી વગેરે ઠરાવ બેવકૂફો પસાર કરે છે. કોઇ કહે છે 'મેં ચા છોડી'–કોઇ કહે છે 'મેં બીડી છોડી'–કોઇ કહે છે 'તમાકુ છોડી'–કોઈ કહે છે 'પાન છોડયું'.

**મગન:** પણ કોઈએ ખાવાનું છોડયું ? વહેવાર છોડયો ? સોદા છોડયા ? વ્યાજ છોડયું ? બસ આવી ઘેલછાને જલદીથી નાબૂદ કરવા માટે સખત પગલાં આપણા મંડળે તુરત જ લેવાં.

**બમણ** : હવે વખત બહુ થઇ ગયો. પ્રમુખ, ખજાનચી, મંત્રી વિગેરે ચુંટવાનું કામ આવતી સભા ઉપર મુલતવી રાખીશું. હવે તો ખાણું તૈયાર છે તેને ઇન્સાફ આપીએ. કેમ ખાનસાહેબ, તમારો હુસેન કેમ નથી આવ્યો ?

**ખુદાબક્ષ:** અબ દુસરી દફે લે આઉંગા.

**બમણ:** કેમ ભઠીઆરાની યોજના બધાને પસંદ પડી કે નહિ ? જેમને આ યોજના પસંદ હોય તેમણે હાથ ઉંચા કરવા.

(સર્વે હાથ ઉંચા કરે છે.)

સર્વાનુમતે પસાર.

(પડદો પડે છે.)

## પ્રવેશ ૬ ઠો

**સ્થળ:**—રમાવિલાસ.

**પાત્રો:**—રમણચંદ્ર અને ભ્રમણ.

**રમણચંદ્ર:** (મનમાં) મારી તો ગ્રહદશાજ બેઠી છે. શું થવા બેઠું છે તેની કંઈ સમજણ નથી પડતી. માથામાં તો જાણે હથોડા વાગી રહ્યા છે. હાથપગમાં તો લ્હાય લ્હાય થઈ રહી છે. અંગ ઉપર તો જાણે અંગારાજ મુકયા હોય એમ બળતરા થાય છે. આવે વખતે શું નશીબનો મેળ કે પાસે પ્રિયા નથી. પ્રિય ચંદ્રકાન્ત પણ દૂર. એ અહીં હોય તો ગાઢું મન ગમે તેમ કરી શાંત કરત. આ વેદના તો નથી સહન થતી. એ હરામખોરો મારી ઈજ્જત લે. એ ઈર્ષાખોરો મારી ઠઠ્ઠામશ્કરી કરે. પ્રભુ આને હું શી રીતે સહન કરૂં? અરે, ગર્દન કાપવા આવનારને માટે મને આટલું ન લાગે. ગર્દન ઉપર ઘા થાય તે હું સહન કરૂં, પણ આ તો મારૂં નાક કાપ્યું. શું હું આત્મહત્યા કરૂં? ના, મારાથી છુટા પડતી વખતે વિયોગ દુઃખથી દઝાતે હૃદયે જેણે મને પ્રેમથી આલિંગન આપ્યું તે પ્રિયાના મનની સ્થિતિ મારા આપઘાતનું સાંભળીને શી થશે? મારો પ્રિય ચંદ્રકાન્ત, વિલાયત જતી વખતે મારે માટે જેણે પોતાની આંખોને તળાવ બનાવ્યું હતું તે મારા આપઘાતનું સાંભળી જરૂર પ્રાણત્યાગ કરશે. નહિ—આત્મહત્યા તો

નહિજ કરૂં. એ તો કાયરોનું કામ છે. અરે, મારૂં માથું ફાટી પડે છે. ઉપર પાણી રેડી રેડીને થાકયો. ભ્રમણ! ભ્રમણ! ભ્રમણ!

**ભ્રમણઃ** સાહેબ, સાહેબ, ગભરાતા નહિ. આપને આરામ થશે. આ સંસારમાં આવી આપત્તિઓ તો આવવાની

**રમણચંદ્રઃ** અરે હું આપત્તિથી ડરૂં એવો માણસ નથી. હું આપત્તિઓની દરકાર પણ નથી કરતો. હું આપત્તિઓ સહન કરી શકું પણ મારાથી અપમાન સહન નથી થતું. એ હલકા દિલના લોકો મારી મશ્કરી કરે. દુશ્મનોને રાજી થવાનો વખત આવ્યો. અરે! પૈસો અને સંપત્તિ એ બન્નેને તો હું ઠોકરે મારૂં એવો છું. અરે, હું તો કુબેર જેવાની સંપત્તિને લાત મારીને કાઢું, અને હાથ ઝાલીને ખેંચી લાવું એવી શક્તિ ધરાવું છું; પણ મારાથી આ અપમાન સહન નથી થતું.

**ભ્રમણઃ** સાહેબ, ચાર દિવસે આ વાત આપ ભૂલી જશો. આ વાત વિસારે પડી એટલે આપને આરામ થશે.

**રમણચંદ્રઃ** આ વાત વિસારે પડશે ? આ બાબતો ભૂલી જવાશે ? અરે, એતો બનેજ કેમ ? અરે આ વાતે તો મારા પગની પાનીથી તે શિખાની અણી સુધી અંગાર પેદા કર્યો છે. જ્યાંસુધી હું જીવતો છું ત્યાંસુધી આ વાત ભૂલાયજ કેમ ? એને અને ચંદ્રકાન્તને દુઃખ થાય તેથી આત્મહત્યા હું નથી કરતો. આ વખતે તો મને જીવતા રહીને મરણ આવે એવું ઝેર જો કાંઇ હોય તો જરૂર પીઉં.

**ભ્રમણઃ** (મનમાં) આ શિકાર હાથ લાગે તો તો મંડળનું કામજ થઇ ગયું. મંડળના બધાએ હેતુ સરળ થઇ જાય અને મારા જીવ્યાનું એ સાર્થક થાય. આ મૂર્તિ તો આર્યમદિરામંડળમાંજ શોભે. દેશનું ભલું ભગવાનને કરવું હશે તો એ સીધે રસ્તે ચડશે. (પ્રગટ) સાહેબ, એવું ઝેર તો નહિ, પણ દુનિયામાં એવું અમૃત છે. હું આપને એજ કહેવા માટે આવ્યો છું. પણ...નથી

કહેતો...મારે કહેવું એ ઠીક નહિ; મનમાં એ પણ આવ્યું, માટે આપને એ વાતજ ન કરવી, પણ વિચાર કરતાં પાછું એમ લાગ્યું કે મારે આપને આપના હિતની વાત કહેવી એ મારી ફરજ છે. તેથી આપને માઠું લાગે તો મારે તે સહન કરી લેવું. અને તેમાં વળી મને એ પણ યાદ આવ્યું કે આપ તો તદ્દન સ્વતંત્ર મિજાજના છો, આપ તો કોઇની ટીકા કે નિંદાથી ડરતાજ નથી. આપના દિલને જે ખરૂં લાગે તેજ આપ તો કરવાના. તેથી એ આપને કહેવાનો મારો વિચાર થયો. પણ...

**રમણચંદ્ર:** જો પાછો પણ ઉપર અટક્યો. મારો જીવ જાય છે. જે હોય તે કહી નાખ. એ લીધાથી મારા જીવને આરામ થતો હશે તો હું જરા લઇશ.

**ભ્રમણ:** જરૂર આપને આરામ થશે. એમાં તો શંકાજ નહિ. સેંકડો મોટા મોટા પુરૂષોએ એ અજમાવેલી દવા છે.

**રમણચંદ્ર:** ભ્રમણ, બોલી નાખ એ કઇ દવા છે તે.

**ભ્રમણ:** મને કહેવામાં જરાએ વાંધો નથી, પણ આપ ગુસ્સો કરો તો નાહક મારે જીવ બાળવો પડે.

**રમણચંદ્ર:** ભાઇ, નહિ ગુસ્સે થાઉં. જે હોય તે બોલને ઝટ.

**ભ્રમણ:** કહું ત્યારે. જરા–થોડો–સહેજ પીને આરામ લો, તો આ બધું ભૂલી જશો.

**રમણચંદ્ર:** અરે, પણ પીવાનું શું તે ભસી નાખને જલદી.

**ભ્રમણ:** સાહેબ, થોડો દારૂ પીને આરામ લો. અને પછી જુઓ એની અસર.

**રમણચંદ્ર:** ( ચમકીને ) શું દારૂ! ભ્રમણ તું શું બોલે છે? દારૂ–દારૂ!

**ભ્રમણ:** ચમકવાનું કંઈ કારણ નથી. વ્યસન તરીકે દારૂ ભયંકર અને નિંદ્ય છે એ મારે કબૂલ છે. પણ આપને તો તે ફક્ત દવા

તરીકે લેવાનો છે. અને તે પણ કેટલો—સહેજ—અમથોજ—લગાર. આપ કંઇ બીજા જેવા નાદાન નથી કે આપને બીજાની માફક એકદમ વ્યસન થઇ જાય. આપને તો જરાએ ડરવાનું કારણ નથી.

**રમણચંદ્ર:** ના, ના, હું નથી ડરતો. મને ટેવ બેવ કંઈ પડેજ નહિ. હું લોકનિંદાથીએ નથી ડરતો, કારણ કે હું શોખ માટે તો લેતોજ નથી. ફક્ત દવા ખાતર થોડો લઉં છું: મારે મોજશોખ ખાતર તો કંઈ કરવુંજ નથી. પણ પ્રિયા અને ચંદ્રકાન્તનું મન મારાથી એ બાબતમાં નહિ મનાવાય તો...તો...( વિચાર કરે છે. )—ઠીક છે. એ તો જોઇ લઇશું. પછી આગળ ઉપર બધું થઇ રહેશે. પણ મારા મનને જરા આરામ થશેને ? આજે તો મનને આરામ થવોજ જોઇશે.

**ભ્રમણ:** શું સાહેબ, એ આપ શું બોલ્યા ? આરામ તો તુરત થયો એમજ સમજો. નહિ તો હું આપને નામ પણ સૂચવું ખરો કે ?

**રમણચંદ્ર:** લાવ ત્યારે થોડો. હું કંઇ એવો નબળા મનનો નથી કે મને તેની ટેવ પડે. હું એવો બેવકૂફ નથી કે આટલાથીજ હું વ્યસની બની જઇશ. મારે મોજશોખની ખાતર તો કંઇ કરવુંજ નથી. ફક્ત દવા તરીકે લેવો છે. એટલે વાંધો છેજ નહિ. લાવ ત્યારે—ભ્રમર્ણ—લાવ.

**ભ્રમણ:** ( મનમાં ) મારૂં કામ ફત્તેહ!! આજે આ મોટો મહાન્ મહૂગળ આબરૂદાર ઐરાવત આર્યમદિરામંડળને તાંતણે બંધાય છે. હજારો આંખો જેની તરફ તાકી રહી છે. તે વિદ્વાન નર આજે નવા મંડળનું અમૃત ગ્રહણ કરે છે. આજથી એ આર્યમદિરામંડળનો સભાસદ થયોજ સમજવાનો.

હું વ્યસન રહિત છું એવું કહી ગરૂરથી માથું ઉંચું રાખનાર, અને વ્યસનીઓની ઠઠ્ઠામશ્કરી ઉડાવનાર આજે આ મદિરાનો સ્વીકાર કરે છે.

આ ચોવડીવું ક્રાન્તિનું છે. આ નગરનું નાક-વિદ્વાનોનું ભૂષણ યુવકોનો નાયક એવો જે રમણચંદ્ર તેની જીંદગીમાં આજે ક્રાન્તિ થાય છે. મદિરાનો આજ પ્યાલો મદિરા મંડળ માટે એક મોટી જાગીર મેળવશે. મદિરાની બાબતમાં આખા દેશને ધડો આપે એવી વ્યક્તિની જીંદગીમાં આજે ફેરફાર થાય છે. મદિરા ! મદિરા ! તું આજે તારો પ્રભાવ પાડજે અને આ નવા થતા ઉમેદવારને તું હંમેશને માટે તારો બનાવજે.

( પ્યાલો આગળ ધરે છે. )

**રમણચંદ્ર:** બહુજ થોડો આપજે, હાં ! સહેજ-લગીર-વધારે નહિ. મારે કંઇ મોજશોખ માટે નથી પીવો.

**બ્રમણ:** ના, ના, હું વધારે નથી આપતો. આપને માટે તો બસ એકજ પ્યાલો.

( રમણચંદ્ર પીએ છે. )

થયું, સાહેબની આજથી શરૂઆત થઇ. પધારી છે કીડીને વેગે, પણ વધશે સસલાને વેગે.

( પડદો પડે છે. )

## પ્રવેશ ૧ લો

સ્થળઃ—રમાવિલાસ.

પાત્રોઃ—રમણચંદ્ર અને રમા.

રમાઃ ( મનમાં ) મને લાગે છે કે નક્કી કંઇ દાળમાં કાળું છે. શું છે, એ તો પ્રભુ જાણે ! મને જોતાંની સાથે આનંદથી સ્મિત કરતી તે નાથની મૂર્તિ ક્યાં, અને આજે અમને દેખી ત્રાસથી મ્હોં કટાણું કરી અમને તરછોડતી આ મુખમુદ્રા ક્યાં ? ઘરનાં માણસો તરફ કેટલો બધો તિરસ્કાર ! મને તો લાગતું હતું કે આ લાડકવાયા અરવિંદને લીધે તો એ ઘરજ છોડશે નહિ. એને રમાડવામાં અને એનું કૌતુક કરવામાંજ અમારો ઘણો વખત નીકળી જશે. પણ મારા મનની આશા તો મનમાં જ રહી. જરાવાર પણ ઘરમાં બેસવું નહિ ! ઘરના માણસો સાથે તો વાતજ કરતા નથી. કોણ જાણે શેનો તિરસ્કાર અને કંટાળો ભરાયો છે ? જરાવાર પણ ઘરમાં બેસવું નહિ. મારા નશીબમાં શું લખ્યું છે, કોણ જાણે ? વિધિના લખ્યા લેખ તો ટળવાના નથીજ. ( રમણચંદ્ર કપડાં પહેરી બ્હાર જવા નીકળે છે તેની નજીક દીનપણે રમા ઉભી રહે છે. )

રમણઃ ઠીક ત્યારે, હું બહાર જાઉં છું.

**રમા:** નાથ, વિનયાબ્હેન ભાઇને ત્યાં ગયાં છે. મને એકલીને ઘરમાં આજે નથી ગમતું. હમણાં નહિ જાઓ તો નહિજ ચાલે ? જો બની શકે તો આજે જવાનું માંડી વાળોને. મને આજે જરા એકલીને ચેન નથી પડતું.

**રમણ:** બહુ જરૂરના કામ સિવાય હું ખાસ ઉતાવળથી જવા નીકળ્યો છું. મારે હમણાંજ જવું જોઈએ. ગયા સિવાય ચાલે એમ નથી. અને હું આજે વાળુ નથી કરવાનો. મારી રાહ નહિ જોતાં. તમે તમારૂં કામકાજ આટોપીને સૂઈ જજો. હું મોડો પણ આવું.

**રમા:** પ્રાણેશ, હું પિયેરથી આવી છું તે દિવસથી જોઉં છું તો આપ રોજ વાળુ તો બહારજ ગમે ત્યાં કરો છો. ફક્ત બે ત્રણ ફેરાજ ઘેર વાળુ કર્યું છે. હું પુછું કે કંઇ આપને ? આજ્ઞા આપો તો પુછું. બહુ દિવસ સુધી હું પિયેર રહી તેથી તો મારા ઉપર રીસ નથી ને ? જો તેમજ હોયતો, નાથ, હું તે માટે ક્ષમા માગું છું. હું અપરાધી છું. મારો અપરાધ માફ કરો.

**રમણ:** તું સમજતી નથી. આ સનદના કામ માટે મારે બીજાઓને ત્યાં જવું આવવું પડે છે, અને તેને તેજ કામમા હું રખડી રહ્યો છું. આ કામ માટે મારે ધણાનાં ધર ગણવાં પડે છે, અને કોઇને કોઇ ઠેકાણે વાળુ માટે આગ્રહ તો થાય જ, અને એવું મહત્ત્વનું અને જરૂરનું કામ મૂકી વાળુ માટે મારે ઘેર ચાલી અવાય ખરૂં ? અને આ કામમાં તો મારે રાત્રે બે બે વાગ્યા સુધી બેસવું પડે છે. આવા કામમાં રોકાવાથી આવું બધું બને છે, તેથી તારા ઉપર ગુસ્સે થયો છું એવું તેં માની લીધું ?

**રમા:** ( રડતાં રડતાં ) એમજ હોયતો પ્રાણેશ, આપના બોલવામાં કેમ એટલો બધો ફેર પડયો ? પ્રાણેશ, પ્હેલાં તો આપના અવાજમાં કેટલું માધુર્ય હતું. ઘરનાં માણસો સાથે બોલતી વખતે તો આપના દરેક શબ્દમાં પ્રેમ અને કૌતુક દેખાતાં હતાં. હવે તેનો તો લોપજ થઈ ગયો,

હવે તો જાણે અમારાથી–ઘરનાં માણસોથી ત્રાસીજ ગયા હો, એવુંજ આપના બોલવા ઉપરથી જણાય છે. આ ન્હાના તરફ નજર કરીને કોઇ દિવસ જોયું પણ નથી. આપને અત્યંત પ્રિય એવું "અરવિંદ" નામ રાખ્યું, અને કોઇ દિવસ એક શબ્દથી પણ આપે એને બોલાવ્યો નથી. નાથ! આવો ગજબ ફેરફાર થવાનું શું કારણ છે?

**રમણ**: તારી સાથે વાત કરવી એ ઘણું અઘરૂં કામ છે. હું તને કેટલી ફેરા કહું કે તારા ઉપર મારો પહેલાં જેટલો અને જેવો પ્રેમ હતો તેટલો અને તેવો હજુ છે. અને ન્હાનાના સંબંધમાં મને કહેવાની જરૂર હોય? ઠીક, પણ હવે તું રડવાનું રહેવા દે. કાલે પાછી સનદ મળશે એટલે પછી પાછું બધું પહેલાં જેવું ગાડું ચાલશે. હવે હું જાઉં છું, સમજી. તું તો અમથી તર્કવિતર્ક ચલાવી તારા જીવને ત્રાસ દઉં છું. અને બીજાને પણ દઉં છું. ( જતાં જતાં સ્વગત ) ચંદ્રકાન્તે એને તાર કરીને એકદમ બોલાવી લીધી તેથીજ એ ચિંતામાં પડી છે. આ ચંદ્રકાન્ત ઇંગ્લાંડ ગયો હતો તે વળી પાછો આવ્યો. એના આવ્યાથી આ બધો ગોટાળો થયો. હવે આ રમત છાનીમાની છુપકીથી ક્યાં સુધી રમાશે? કોને ખબર? ( જાય છે. )

**રમાઃ** નાથે વાત કરી, પણ મારા મનનું સમાધાન થતું નથી. હે પ્રભો! દીનદયાળ! મારી સર્વ ફિકર હવે તનેજ છે. જગદીશ, તું જે કરે તે ખરૂં.

( ચંદ્રકાન્ત અને વિનયા પ્રવેશ કરે છે )

**રમાઃ** જોયું ભાઈ, આ હમણાંજ ગયા. રોજ એમજ કહે છે. કે "કામ માટે જાઉં છું અને વાળુ માટે નહિ આવું, મારી રાહ જોતાં નહિ."

**ચંદ્રકાન્ત**: આ શો ચમત્કાર છે! મને કાંઈ સમજણ પડતી નથી. સનદ હમણાં રદ થઇ છે તેથી કંઈ પૈસાની અડચણમાં તો એ નથી

ને ? એનો સ્વભાવ બહુ શરમાળ અને અભિમાની છે. તે ખુલ્લી રીતે કોઈની આગળ નહિ બોલે.

**વિનયા:** નારે, એ અડચણ તો સમુળગી નથી. રમણભાઈની સનદ રદ થઇ છે એવું જે દિવસથી સાંભળ્યું છે તે દિવસથીજ ભાઇ ના, ના, લખે છે; તોપણ ભાભીના બાપાએ છુટે હાથે નાણાં મોકલવાની શરૂઆત કરી છે.

**રમા:** ના, ના, ભાઇ પૈસાની અડચણ તો બિલકુલ નથી. કંઇ પણ કાળું છે. મારૂં મન એ કાળાની કલ્પના કરી રહ્યું છે. ભાઇ, હવે કેમ કરીશું ? હવે આ બાજી શી રીતે સુધરશે ? (રડવા લાગે છે.)

**ચંદ્રકાન્ત:**: રમા, બ્હેન રમા, તું આમ તદ્દન ઘેલાં જેવું શું કરે છે ? તું ડાહી અને હિંમતબાજ થઇને આવું કરે છે ? ધીરજ પકડ. હું એક બે દિવસમાં બહુ ઝીણવટથી તપાસ કરી ખરૂં શું છે તે શોધી કાઢું છું. જા–જો, વિનયા અરવિંદને બહારથી ફેરવી લાવી છે. એને પારણામાં સુવાડ. જા–ઠીક ધીમેથી સુવાડજે હોં. જો પાછી–આંખો લૂંછી નાખ. તદ્દન આનંદમાં તારે રહેવું જોઇએ. નહિ તો આપણે આ કામમાં નહિ પડીએ. હજુ કંઈ ઠામ નહિ, ઠેકાણું નહિ ને ફક્ત કલ્પના કરીને મૂર્ખાની માફક રડવાનું! જા, એને લઈ જા.

**રમા:** ભાઈ ? તું ગમે તે કહે, પણ મારૂં મન તો મને કહે છે કે કંઈ કાળું છે. ( રમા અરવિંદને લઈ સુવાડવા જાય છે.)

**ચંદ્રકાન્ત:** બેટા વિનયા, જા–તું–જા. રમાબ્હેન પાસે; એને સમજાવીને છાની રાખ. એના મનનું સમાધાન કર, જા, એને આમથી રડવા નહિ દેતી.

( વિનયા જાય છે, ચંદ્રકાન્ત જવા લાગે છે એટલામાં કમળા પાછળથી આવે છે. )

**કમળા:** ભાઇસાહેબ ? ભાઇસાહેબ ?

**ચંદ્રકાન્ત:** કોણ કમળા ? તેં મને બોલાવ્યો ?

**કમળા:** હા, તદ્દન શરમ મૂકીને મેં આપને બૂમ પાડી છે; ક્ષમા કરજો. વિનયાબ્હેનની માફક હું પણ આપની દીકરીજ છું. એમ મને ગણજો. ભાઇસાહેબ, રમાબાની વાતો હમણાંજ મેં સાંભળી અને મારૂં હૃદય ભરાઈ આવ્યું. મારૂં મન એટલું અધીરૂં થઈ ગયું કે બોલ્યા સિવાય રહેવાય એમજ નહોતું, તેથી મેં દોટ મૂકી. સાહેબ શું કરે છે, કોની સાથે જાય છે, કયાં જાય છે, એ બધી મને ખબર છે.

**ચંદ્રકાન્ત:** એમ કે? શું શું કરે છે, તે મને માંડીને વાત કર.

**કમળા:** શું મારૂં કપાળ કહું ? હમણાં હમણાં તો એમણે પીવાની શરૂઆત કરી છે–( બહુજ ધીમે ) દારૂ પીવાની.

**ચંદ્રકાન્ત:** શું દારૂ ? ( નિસાસો મૂકે છે. ) હર, હર ! શિવ શિવ ! કમળા, આ તું ખાત્રીથી કહે છે ?

**કમળા:** ખાત્રીનું શું પુછો છો, આંખે જોઇને જે ખાત્રી અપાય તેવી હું આપું છું. મારા ઘરમાંથીજ સાહેબને આ રસ્તે...........

**ચંદ્રકાન્ત:** થોભ, થોભ, અહીં ના બોલ કંઈ. રમા કંઈ સાંભળી જશે તો પોતાના જીવને અનર્થ કરશે. તું જરા બહાર ચાલ. જરા પેલી બાજુએ, અને તને જે ખબર હોય તે બધું મને કહી દે. ચાલ. ( બન્ને જાય છે. જતાં જતાં )

અરે કર્મચાંડાળ, હીનભાગી, આ તેં શું કર્યું ? તારે માટે અમે શી શી આશાઓ બાંધી હતી ? રમા ! કમનશીબ રમા ! તારે નશીબે

શું લખ્યું છે એ કોણ જાણે ? અરે ! તારા પિતાને આગ્રહ કરી મેં તને આ અભાગી જોડે પરણાવી! હર હર! અજાણતાં પણ મેં તને વિશ્વાસઘાત કર્યો છે. પ્રભુ, હજી પણ બિગડી સુધરશે ? અમારા સર્વેના તકદીરનો ખેલ આવી રીતે ખતમ થશે ? ભરતભૂમિની સેવાની જેમની પાસેથી પૂર્ણ આશા રખાય, એવા વિદ્વાન અને ઉત્સાહી યુવકોને શું મદિરા પોતાના મ્હોંમાં સપડાવી દેશસેવા માટે અપવિત્ર અને નાલાયક બનાવશે ? ઓ હતભાગી હિંદુસ્તાન ! તારા સેંકડો સેવકોને મદિરા મોહી રહી છે. તારા હજારો સિપાહીઓને સુરા સતાવી રહી છે. તારા લાખો સંતાનોને દારૂ દબાવી રહ્યો છે. ઓ પ્રભુ, દીનદયાળ, પતિતપાવન! તું મદિરાના મોહમાંથી—સુરાના સકંજામાં-થી—દારૂની જાળમાંથી—તાડીના ફાંસામાંથી—હિંદીઓને બચાવ—બચાવ.

( પડદો પડે છે.)

## પ્રવેશ ૨ જો

સ્થળઃ—રાજમહેલરોડ.

પાત્રોઃ—ભગીરથ અને ચંદ્રકાન્ત.

**ભગીરથ:** (મનમાં) દારૂથી સુખ નથી એ વાત ખરી; પણ દુઃખી જીવને દારૂ સુખનું સ્વપ્નું બતાવે છે, એ વાત તો તદ્દન ખરી જ. આ પાપ-પૂર્ણ સંસારમાં કોઈ કોઈ વખતે કોઈ કોઈ પ્રસંગે દુઃખનો અર્ક ગમે તેવી રીતે કાઢીને પીવાની જરૂર પડે છે, એ ખરૂં છે. ઓ સંસાર, સંસાર! હે પ્રભુ! મારા જેટલો સંસારનો કડવો અનુભવ હવે પછીથી તું કોઇ પણ યુવકના લલાટમાં લખતો નહિ. અને તે લખવાની જ તારી મરજી હોય, તો તે કમનશીબ પ્રાણીને મનમાં ને મનમાં બળીને ભસ્મ થઇ જવા માટે લાંબુ આયુષ્ય આપતો નહિ.

**ચંદ્રકાન્ત:** (મનમાં) એની સાથે એકદમ એજ વાત ઉપાડીએ, પણ કમળાએ કહેલી વાત ખરી ન ઠરે તો? ના, ના, પણ ઘણે ભાગે તો એનું કહેવું ખરૂંજ હોવું જોઇએ. જો એ વાત કરવી જ છે તો એમની ટોળામાં એમનાથી વધારે લાયક આ વાત કરવા માટે બીજો માણસ કોણ છે? એની સાથે મારી થોડી ઘણી ઓળખાણ તો છેજ. (ખુલ્લી રીતે) નમસ્કાર, ભગીરથભાઈ, નમસ્કાર.

**ભગીરથ:** ઓહો; કોણ ડાક્ટરસાહેબ! આવો આવો, તમે વિલાયતથી ક્યારે પાછા આવ્યા? તમે બહુ જલદી પાછા ફર્યા.

**ચંદ્રકાન્ત:** હા. હું જલદી તો પાછો આવ્યો, પણ ભગીરથભાઈ, હું તો તમારી પાસે એક ખાસ કામ માટે આવ્યો છું. ખુલ્લા દિલથી અને સીધી સીધી વાત મારે તમારી સાથે કરવાની છે. કરૂં કે?

**ભગીરથ:** ખુશીથી, ડાક્ટરસાહેબ, ખુશીથી કરો. આપ જરા પણ આંચકો ખાતા નહિ.

**ચંદ્રકાન્ત:** જો જો, ભગીરથભાઈ, હા પાડીને પછી ફરવાનું નહિ. કબૂલ છે ને?

**ભગીરથ:** હા, હા, સત્તર વખત કબૂલ. હવે કહેવું છે શું છે તે?

**ચંદ્રકાન્ત:** તો આજે સાંજે તમારા મંડળમાં મને પણ દાખલ કરાવજો. આમાં વિસ્મય પામવાની જરૂર નથી. હું સર્વ કાંઈ જાણું છું. હું તો એકલો પણ જઈ શકું. હું જાઉં તો મને કોઈ ના ન પાડે, પણ કોઈ જાણીતાની સાથે દાખલ થઇએ તો વધારે સારૂં. મારા એક બે સ્નેહીઓ પણ છે. એટલે શરમને લીધે કોઇ આનાકાની કરે તેથી તમને તસ્દી આપું છું. કેટલાક મારા સ્નેહીઓ મારાથી શરમાય છે એટલે બરોબર ચઢ્યા પછી જ જઇએ તો ઠીક.

**ભગીરથ:** પણ ડાક્ટરસાહેબ, તમે એ પંથમાંના છો એમ મને નથી લાગતું.

**ચંદ્રકાન્ત:** હા, તમારી વાત ખરી છે. પહેલાં હું નહોતો એ પંથમાં; પણ વિલાયત ગયા પછી આ પંથમાં નછૂટકે પ્રવેશ કર્યો. ત્યાંના ઠંડા મુલકમાં એના સિવાય નથી ચાલતું. અહીં આવ્યા પછી છચોક લેવાની જરા હરકત પડવા લાગી છે. તેથી આ માર્ગ શોધી કાઢ્યો છે. કરશો ને આટલું કામ?

**ભગીરથ:** મારી કંઇ ના નથી, પણ ત્યાંનો પ્રકાર તમને કેટલે સુધી રૂચશે ?

**ચંદ્રકાન્ત:** ના કેમ રૂચે ? આ છુપકીથી પીવાનો, સંતાતા ફરવાનો અને ચોરીની દાનત રાખવાનો ત્રાસ તો મટી જશે.

**ભગીરથ:** એમ હોય તો ચાલો હમણાં જ.

**ચંદ્રકાન્ત:** નહિ. તદ્દન શરૂઆતથી તો નહિજ. સ્નેહીઓ ખૂબ રંગમાં આવે, ત્યારે જઇએ તો ઠીક. એટલે પછી બીજાઓ શરમાય નહિ અને આપણે પણ શરમાવાનું નહિ.

**ભગીરથ:** ભલે ત્યારે, તેમ કરીશું. પણ ડાકટર સાહેબ, તમે એવા છો એવી મારી હજુ ખાત્રી થતી નથી. આતો મને તદ્દન નવાઇની જ વાત લાગે છે.

**ચંદ્રકાન્ત:** અરે! નવાઈ હોય તો તે મારા સંબંધમાં કે તમારા સંબંધમાં ? ખરૂં પૂછો તો તમે તદ્દન જુવાન અને તેમાં વળી પદ્દીધર, પણ તમે......

**ભગીરથ:** ડાકટરસાહેબ, મારૂં કમનશીબ એટલે મારી દિશા–ભૂલ થઈ છે, અને હું આ આડે રસ્તે દોરાયો છું. સંસારની શરૂઆતમાંજ મારો પ્રેમ ભંગ થયો છે. જે કન્યા ઉપર મારૂં મન મોહ્યું હતું તેને બીજા સાથે પરણાવવામાં આવી. અને તેથી સંસારને છેલ્લા સલામ કરી હું આવો ફકીર બન્યો છું. હશે, પણ એ વાત જ જવા દોને. મારી કર્મકથા તો દુઃખનું પુરાણ છે. એ તો ફુરસદે તમને કહી સંભળાવીશ. હમણાં તો આપણે ઉતાવળા જઈએ.

**ચંદ્રકાન્ત:** ચાલો ત્યારે તેમ. (બંને જાય છે.)

## પ્રવેશ ત્રીજો

**સ્થળઃ**—તિલકચોક.

**પાત્રોઃ**—હીરાશંકર, મણીશંકર.

**હીરાશંકરઃ** ( સભા વેરાયા પછી એક પત્થર ઉપર બેસી ચિંતામાં વિચાર કરે છે. ) આજે મારી આંખ પુરેપુરી ખુલી ગઇ. ડીટેકટીવ ખાતામાં અનેક પાખંડ અને કાવત્રાં કરી આજ સુધી મેં હજારો પાપ કર્યાં. મારા પાપના વીંછુ મારા અંતઃકરણને આજ પંદર દિવસથી ડંખી રહ્યા છે. ( વિચારમાં પડે છે. ઉંડો નિસાસો મુકે છે. ) એ વિચાર મનમાંથી કાઢી નાખવાનું ઘણું કરૂં છું, પણ પેલા લોકનાયક પ્રાણશંકરનું ભાષણ કોણ જાણે શી રીતે ઉંડું પેસી ગયું છે તે નીકળતું જ નથી. જેમ જેમ મનમાંથી કાઢી નાખવાનો પ્રયત્ન કરૂં છું તેમ તેમ મન દૃઢ થતું જાય છે. તકદીર અને જીવનને ફરતાં વાર નથી લાગતી. જોતજોતાંમાં ફરી જાય છે. વ્યભિચાર, ગર્વ, પાપ, પાખંડ જેવા દુર્ગુણોમાં દટાઇ ગયેલા પ્રાણશંકર આજે શો ગજબ કરી રહ્યા છે! જેનાં પગલાં હંમેશાં દારૂના પીઠામાં પડતાં, તેની આજે પાવડીઓ પૂજાય છે. આ બધું સત્સંગતિનું ફળ છે. કહેવાય છે કેઃ

" ઉત્તમ નરની સંગતિ પારસમણિનો પાસ;
લોઢાનું કંચન કરે, આપી ઉત્તમ ઉજાશ."

એમનું ચારિત્ર્ય સુધર્યું એમ લોકોને લાગ્યું, એટલે હજારો માણસો એમના બોલ ઉપર ચારે કોર માથાં ધુણાવી રહ્યાં છે. ફક્ત કેવળ સત્સંગતિના જોર ઉપર એમણે લોકો ઉપર સજ્જડ કાબુ મેળવ્યો છે. એમની સાદી ભાષામાં પણ મહા શક્તિ રહેલી છે. અરે ! થોડા વરસ પહેલાં જુગાર ખેલવા માટે બગીચાઓમાં ફરતો પ્રાણશંકર, મોજશોખ અને લહેજતમાં મશગુલ રહેવા માટે હૉટેલોમાં જઈ બૉટલોને ગટગટાવતો પ્રાણશંકર, વૈભવ, વિદ્વત્તા અને આવડતના અંધકારમાં અંધ બની ગર્વથી છકી જઈ ગરીબોનો તિરસ્કાર અને ઠેકડી કરતો પ્રાણશંકર, જોતજોતાંમાં પોતાનું ચારિત્ર્ય સુધારી શક્યો! મારા જેવા જુનામાં જુના અડગ ડીટેક્ટીવના હૈયાને પણ એ પ્રાણશંકરના ભાષણે પરસેવો આણ્યો. ( પત્થર ઉપર આડો સુઈ આંખો મીંચી વિચાર કરે છે; મણીશંકર પ્રવેશ કરે છે. )

**મણીશંકર:** અમારા ડીટેક્ટીવોના ધંધાને હવે કંઈ મહત્ત્વ આવતું જણાય છે. અમારી ગરજ સરકારને હવે ભાસવા લાગી છે. આ છુપી પોલીસના ધંધામાં આજકાલ જેમ કમાણી વધી, તેમ ચાર ગણી જોખમદારી પણ વધી છે. અમારા ધંધાદારીઓનો ખરો ખોરાક તો કૂવે જ્યાં બૈરાંઓ પાણી ભરતાં હોય ત્યાં, તળાવ ઉપર બૈરાંઓ ધોતાં હોય ત્યાં, હૉટેલોમાં અને દારૂનાં પીઠાંઓમાં જ્યાં ઉલ્લુઓ ભેગા થાય છે ત્યાં. સારે નશીબે હવે તો અમારૂં એક ઠેકાણું ઓર વધ્યું. " આર્યમદિરામંડળ " સ્થાપીને તેના ચાલકોએ તો અમારા ખાતાને માટે સદાવ્રત જ ખુલ્લું મુક્યું હોય તેમ થયું છે. નિશાળીઆઓ નિશાળમાંથી છૂટી ઘેર જતા હોય, ત્યારે પણ અમને તેમના ટોળામાંથી ઘણી ખબરો મળે છે. આવા આવા પ્રસંગો સાધીને જો ડીટેક્ટીવ કામ કરે તો રોજ કંઈને કંઇ નવી બાતમી લેતોજ આવે. ઉપર

જણાવેલે સ્થળે ભેગા થનારાઓ, અને જવાબદારી જાણ્યા સિવાય બકવા કરનાર માણસો, જો હોશિયાર બની જાય તો બિચારા પોલિસવાળાઓને બાતમી મેળવવા માટે ધૂળ ફાકવી પડે. અને બાતમી ન મળે એટલે નવી બાતમી ઉભી કરવાની તકલીફ લેવી પડે. અરે! પણ અમારા પાસા તો પોબાર છે. પેલા ભાષણીઆઓની નજર આ તરફ નથી પડી, નહિ તો શોરબકોર મચાવી ભાષણો કરી લોકોને ઉંધુંચતું સમજાવી એ બધાંએ સ્થળો અમારે માટે નકામાં કરી મૂકે. પ્રભુ એમને તાગડે નથી એટલુંજ અમારૂં ભાગ્ય! આજે મદિરામંડળમાંથી કંઇ નવી ખબર મળશે ખરી. વિલાયતથી પાછા આવેલા ભામટાઓ બહુ ઉપદ્રવ કરે છે. ચંદ્રકાન્તની કંઇપણ વાત રમણચંદ્ર દારૂની ઘેનમાં બોલશે તો ખરોજ. હવે હું મદિરામંડળમાંજ જાઉં. (જવા લાગે છે. પત્થરને જોઈ) અરે! પણ આ પત્થર ઉપર તો હીરાશંકરકાકા સૂતા છે. કંઇ મનસુબો કરી રહ્યા છે. કોઇનું કાટલું કરવાનું હશે, સાંભળીએ તો ખરા એ શું બોલે છે તે.

**હીરાશંકર:** બસ, હવે ઝાઝો વિચાર શો? જીવનને પલટાવી નાંખવુંજ જોઇએ. અનેક પ્રકારનાં પાપી કૃત્યો કરતાં કરતાં કાળાનાં ધોળાં થઇ ગયાં. આ પાપી પેટ બાળવાને માટે આ હીરાશંકરે—અરે! શી રીતે કહું? આ પથરાશંકરે, અનેક નિરપરાધીઓને બંદીમાં સડાવ્યા. બાલબચ્ચાંઓને દુખી કરવા, ધનના ઢગલા સર કરવા માટે ઘણાનાં ચાલતાં ઘર ભગાવ્યાં. જુઠું મનાવી ખોટા ગુન્હા સાબિત કરાવી પગાર વધારી લેવાની લ્હાયથી અનેક અબળાઓ ઉપર અત્યાચાર કરાવ્યા. મારા પાપનું સરવૈયું કાઢતાં તો હું ગાંડોજ બની જઇશ. ફક્ત મારી ખાવાની મારી દાનતની આડે જે જે આવ્યા તેમના પર ખોટા ખોટા બનાવટી અને તર્કટી રિપોર્ટો કરી મેં ફસાવ્યા. એમના દેશભક્તિના પવિત્ર ભાષણોમાં મેં દ્વેષબુદ્ધિથી રાજદ્રોહ ઉમેર્યો. અંગત વેર લેવાના ઇરાદાથી જુઠું ઉભું કરી, એને જુઠથી શણગારી, સાચાને

ભાસ કરાવવાની કળા તો પ્રભુએ અમારામાંજ મુકી છે. એટલે મેં એવાં કામતો ખૂબ કર્યા છે. મેં અત્યાચાર કર્યા છે, પાપ કર્યું છે, દેશદ્રોહ કર્યો છે! શું હવે મારી બાકીની જીંદગીમાં મારે હાથે થએલાં ભયંકર પાપો ધોવાઈ જાય એવાં સુકૃત્યો, મારાથી નહિ થાય?
(વિચાર કરે છે.)

**મણીશંકરઃ** કાકા તો કંઈ ચસક્યા લાગે છે. એમનો શો દોષ? ઉમર વધતી જાય તેમ બુદ્ધિ નાસતી જાય. હવે સાઠે વરસે કાકાને રામજીમંદિર સૂઝ્યું છે.

**હીરાશંકરઃ** પ્રાણશંકરનો જીવતોજાગતો દાખલો મારી નજર આગળ છે તો મારે શા માટે નિરાશ થવું જોઇએ? આજની આ ઘડી હીરાશંકરની જીંદગીમાં ક્રાંતિ કરનારી ઘડી છે. આજની આ પળ આ પાપીને પાપમુક્ત કરનારી છે. આજનો દિવસ મારી જીંદગીમાં અત્યંત મહત્ત્વનો છે. થયું, નિશ્ચય થયો. હવે આજથી હું ભારતમાતાનો ખરો સંતાન થયો. આજથી હું દેશનો કપૂત મટી ગયો. પ્રભુ! મારે હાથે દેશસેવાનાં અનેક સારાં કામો કરાવ. મેં કરેલાં ઘોર પાપમાંથી છૂટવાને માટે દેહદંડ તરીકે મારા ઉપર, હે દીનદયાળ! તું મહાભારત સંકટો નાખ. કૃપાળુ! તું પતિતપાવન છે. આ પતિત ઉપર અનેક કષ્ટો નાખી પાવન કર. સર્વે અડચણો, આફતો, સંકટો, કષ્ટ અને દુઃખ હસતે મ્હોંડે સહન કરવાની શક્તિ પ્રભુ! મારામાં મુક. હે ભક્તવત્સલ ભગવાન! આજની મારી આ ભીષ્મપ્રતિજ્ઞા તું સફળ કર.

**મણીશંકરઃ** (વિસ્મય પામી) આ હું શું સાંભળું છું! આ તો ગજબ કહેવાય. જો હીરાશંકરકાકાને આવી અવળી બુદ્ધિ થાય તો તો અમારા ખાતાની પોલ બહાર પડીજ સમજવી.

**હીરાશંકરઃ** છૂપી પોલિસમાં રહીને પણ જેમણે અસત્ય નથી કર્યું તેમને હું જરૂર પૂજ્ય માનીશ. છૂપી પોલિસની નોકરી જો બરોબર સત્યથી માણસ કરે, તો ઘણું પુણ્યનું કામ કરી શકાય. છૂપી

પોલિસને વીર સત્યને ત્યાગ ન કરે તો દેશને બેડા પાર પાડી શકે. પણ એવા ઉંચા દિલના માણસો કયાં છે ? એ ઉંચુ ખમીર કયાં છે ? એ ઉંચી ભાવના કયાં છે? અમે તો નીચ કુલાંગાર દેશદ્રોહી નીવડયા છીએ. દેશદ્રોહ જેવું મહાપાપ આ જમાનામાં દુનિયામાં બીજુ કોઇ નથી. દેશની ભવિષ્યની પ્રજાને અને અમારાં બાળબચ્ચાંઓને સુખી કરવા માટે મથન કરનારનાં મૂળ ઉખેડી નાખવાનું મહાપાતક અમારે ડીટેકટીવોને હાથે થાય છે. જેમ નિર્દોષ પ્રાણીઓને વધ કરતાં કસાઇના હૈયાને આંચકો નથી આવતો, તેમ નિર્દોષ માણસોને અમારા પ્રમોશન અને પૈસા માટે રેંસી નાખતાં અમારા હૈયાને આંચકો નથી લાગતો. પ્રભુ ! મને ખરો માર્ગ બતાવ.

**મણીશંકરઃ** કાકા ! શા મનસુબા ચલાવી રહ્યા છો ? તમે કહો કે ના કહો પણ મેં સઘળું જાણ્યું છે. કાકા ! તમે અમારા જેવા બધાને શું આ ખાતું છોડાવવા કહો છો ? આ ખાતાની શું દેશને જરૂર નથી ?

**હીરાશંકરઃ** ભાઇ ! જરૂર કેમ નથી ? તમે ખાતું ન છોડો, પણ ખાતામાં રહી દેશને સુખી કરવાનાં કૃત્યો કરો. જુઠા રીપોર્ટ ન કરો. ખોટી ચાડીચુગલીથી દૂર રહી, દેશભકતોની સેવા ઉઠાવો, અને દેશની ચડતી કરવામાં તમારી સેવાનો ફાળો આપો. મણીશંકર, તારા જેવા ઉમંગીને તો મારે ઘણું કહેવાનું છે. તું નોકરીમાં રહી દેશસેવા બજાવી શકીશ, એવી યુક્તિ હું બતાવીશ. ચાલ, હવે ઘેર જઇને વાત કરીશ. દેશની ઉન્નતિ માટે ઘટિત કરવા માટે દરેક ડીટેકટીવના હૈયામાં પ્રભુ, પ્રેરણા કર !

( બંને જાય છે. )

## પ્રવેશ ચોથો

**સ્થળ:**—આર્યમદિરામંડળ.

**પાત્રો:**—હુસેન, શાસ્ત્રી, ખુદાબક્ષ, રમણચંદ્ર, બ્રમણ વગેરે.

**હુસેન:** રમણચંદ્રસાબ, આપ થોડી લિજીએ. નહિ, મેરી કસમ, થોડી તો લેનાહી ચાહીએ.

**રમણ:** હુસેન, હવે મને નથી જોઇતી. બસ, ખૂબ થઈ, હવે નહિ.

**શાસ્ત્રી:** વાહ, રમણભાઈ વાહ. તમારાથી ના કેમ કહેવાય ? આ શી વાત છે, તમારા જેવાને એક બે બાટલીના શા ભાર છે ? તમારે તો થોડી લેવીજ પડશે.

**રમણ:** ( બેઠાં બેઠાં ઝોકાં ખાય છે.) અરે ! મને તો ખૂબ–માફક–સર થઈ છે. ખૂબ ચઢયો છે. થોડી ચઢી છે, ચઢી છે, ચઢી છે. નથી ચઢી–નથી ચઢી. હવે બસ–હવે બસ. ના, ના, બસ.

**ખુદાબક્ષ:** નહિ, રમણસાબ, એ નહિ ચલનેકા. આપ અગર ઐસા કરો તો જલસેકા રંગ બિગડ કર બેરંગ હો જાયગા.

**બાપુસાહેબ:** લો, લો, હવે જરા તો લો. થોડી તો લો. એમ ન ચાલે, સમજ્યા ? આવતી કાલે તો તમને તમારી સનદ પાછી

મળવાની, અને આજથીજ આવું મંદું કામ કેમ ? આવું ઢીલું કામ નહિ ચાલે, સમજ્યા ? શુક્લપક્ષના ચંદ્રની માફક આપણી ટેવનો તો વિકાસજ થવો જોઇએ.

**રાવસાહેબ:** રમણચંદ્રભાઇ, તમે અમને તો અમારા સગા ભાઈ જેવા અને અમારૂં કહેવું તમે નહિ માનો ? અમારી ખાતર તો એક પ્યાલો વધારે ઝુકાવો. અહ, બસ ઉડાવો. એમાં વિચાર શો ? અમને ના પાડી, અમારૂં અપમાન કરો, તો તો દુનિયાનો છેડો આવ્યોજ સમજો.

**રમણ:** ઠીક ત્યારે, તમારા બધાનો આગ્રહ માથે ચઢાવું છું. હુ-સેન, ઓ હુસેન ? પ્યારા હુસેન, જીવજાન હુસેન, લાવ, એક પ્યાલો લાવ. બસ, હવે વધારે નહિ. આ છેલ્લોજ પ્યાલો. આ એકજ પ્યાલો. હવે નહિ, બસ, એકજ પ્યાલો. ( પીએ છે. )

**શાસ્ત્રી:** ઓહો ! રમણભાઈ એમજ કે ? બસ. અમે તો તમારા ખરા દોસ્ત છતાં પેલા હુસેનનું માન, અને અમારૂં માન તમારી પાસે નહિ કેમ ? હુસેનના હાથથી એક પ્યાલો તો મારે હાથે નહિ ? ના. બસ, આ એકજ પ્યાલો. વધારે નહિ. પીઓ હં. આ એકજ પ્યાલો. ( પાય છે. )

રમણભાઈ, તમારા ખરા દોસ્ત તો અમે. તમારી ખરી વખતે તો તમને અમે કામ લાગ્યા; અને તમારી સાથે દોસ્તીનો હક રાખનારાઓ તો તમને એવફા નીવડ્યા. તમારી સનદ ગયાથી તમે દારૂ પીવાનું શરૂ કર્યું છે, એમ તમારા નામથી બૂમો પાડવા લાગ્યા. આતો એમણે મિત્રદ્રોહ કર્યો, ચોખ્ખો મિત્રદ્રોહ !

**ખુદાબક્ષ:** અબ કલ તો તુમકું સનદ મિલ જાયગી. સનદ મિલે પીછે તુમ ઉનકુ જવાબ દેના. લિજીએ ઔર મેરે યાર, એક નિવાલા ! ( પાય છે. ) વાહ, વાહ ? મેરે યાર, તેરી તો દોસ્તી બડી

મીઠી હૈ, મીઠી. બોલ યાર, તું બડા બાંકા હૈ. તું ઓ બદમાસોંકુ જવાબ દેગા યા નહિ? જવાબ તો દેના ચાહીએ.

**રમણ:** ખાનસાહેબ, મારા યારો, દોસ્તો, મારા હૈયાના હાર–કલેજાં, તમે કેમ ગભરાઓ છો? હું એમને બરોબર સીધા કરીશ. અરે, એકલો જવાબ શું? હું તો એમની ખાસડાથી પૂજા કરીશ. હરામખોરો બહુ ફાટ્યા છે.

**ભ્રમણ:** નહિ, નહિ. સાહેબ, એમ શબ્દોથી અને ગાળોથી એ પાંસરા થાય એમ નથી. એમનું જો નાકજ કાપવું હોય તો કાલે દારૂ પીને જ કોર્ટમાં હાજર થાઓ. પછી જુઓ મજા. એ હરામખોરો તો ઢીલાઢસ થઈ જશે. કેમ ખાનસાહેબ, કેવી યુક્તિ? હવે ગાળો દેવાનો કાળ વહી ગયો છે. બોલવાનો વખત નથી. કૃતિ કરી બતાવો એટલે દુશ્મન નાસવાજ લાગશે. આ કેવી મઝા! કેવી મઝા!

**રમણ:** (ઝોકાં ખાતો) આનો મઝા કેવી મજેદાર! ખરેખરી યાર, મારા સ્નેહી સરદાર, આતો મજા કેવી મજેદાર! મજેદાર, મજેદાર! (બકવા લાગે છે.) હા, હું દારૂ પીને કચેરીમાં જઈ શકું છું. કાલે દારૂ પીને કચેરીમાં જઈશ અને પગમાંનું કાઢીને હાથમાં લઈશ. એ હરામખોરો માટે હિંમત છે મારી. હું હિંમતબાજ છું. અને પછી કેવી મજા! મજેદાર! મારા હૈયાના હાર, વાહ–વાહ–વાહ.

**પીપાજી:** ત્યારે જરૂર દારૂ પીનેજ જજો, કોરટમાં.

**રાવસાહેબ:** તમે અમને સગા ભાઈ જેવા, તમારે માટે અમે પ્રાણ પાથરીશું. તમે દારૂ પીનેજ જજો કોરટમાં. તેમ કરવામાં સનદ હંમેશની રદ થાય તોપણ વાંધો નહિ. તમે કહેશો તેવી નોકરી તમને અપાવીશું. લો આ વચન. તમને જોઈએ તે વખતે તમે માગશો તેટલી મોટી નોકરી તમને અપાવા માટેનું, લો આ વચન, ભાઉસાહેબ, આપુ સાહેબ, આપ પણ એમને વચન આપો. (બધાં વચન આપે છે.)

**શાસ્ત્રી**: જુઓ, રમણભાઈ, હવે પાછી પાની કરવાની નહિ !
" આગે પગ તો પત રહે, પીછે પગ પત જાય. "

**રમણ**: (બકે છે.) પાછી પાની કરવાની મને હિંમત નથી! હું દારૂ પીને કોરટમાં જવા તૈયાર છું. દારૂ પૈસો છે, દારૂ સનદ છે, દારૂ કોરટ છે, દારૂ જજ છે, હું દારૂ છું, દારૂ મારી છે...મ...મા...આ...રી.

**ખુદાબક્ષ**: જબતો દોસ્તો ઐસાહી કરેંગે. કલ કોરટકા બખત હોવે તબતક યહાં પીતે બેઠેંગે, ઓર હમ સબ તુમકુ છોડનેકુ કોર્ટમાં આયેંગે.

**શાસ્ત્રી**: વાહ, બહુજ ઉત્તમ કલ્પના. મિયાંભાઇનું ભેજું કંઇ જેવું તેવું છે! દોસ્ત ખુદાબક્ષ! તું તો આ મંડળનું એક રતન છે, રતન. તું ના હોય તો મંડળની શોભા જતી રહે. લોકોના ભલા માટે ખુદાએ તને મંડળને બક્ષ્યો તેથીજ તારૂં નામ તારી ફોઈએ ખુદાબક્ષ પાડયું, નહિ યાર?

**પીપાજી**: ખુદાબક્ષની ફોઇના માનમાં આ મંડળના દરેક સભાસદે હમણાંજ દારૂ પીવો. મારી દરખાસ્ત છે. એકજ પ્યાલો બધાએ, એકજ પ્યાલો; લાવો, એકજ પ્યાલો.

**ભ્રમણ**: અરે હુસેન, ખુદાબક્ષની ફોઈને નામે સાહેબને આપ એક પ્યાલો. સાહેબ, આ એકજ પ્યાલો.

**રમણ**: યાર? હવે નહિ. હું બેશુદ્ધ થઈ જઈશ. નહિ, હવે નહિ, મને ન આપો.

**પીપાજી**: અરે! તમે બેશુદ્ધ થશો તો અમે તમારા દોસ્ત, અમે તમારી સાથે મરીશું. અમે પણ બેશુદ્ધ થઈશું. ત્રણશુદ્ધ થઈશું, ચારશુદ્ધ થઈશું. પણ તમને પાઈશું, લો આ એકજ પ્યાલો.

**રમણ**: (ખૂબ ચઢે છે, બકે છે.) ના, ના, હવે નહિ. આ તો કેવી મજા? મજેદાર. મને હિંમત છે. હું વધારે પીશ, પીશ, બસ

પીશ. લાવ, લાવ, દારૂ લાવ, ખુદાબક્ષની ફોઈ લાવ. બધું લાવ, પીશ, પીશ, અરે પીશ !

**ભ્રમણ:** ( ચઢે છે, બકે છે. ) સાહેબ, આ હવે એકજ પ્યાલો લો. લો, હવે આ છેલ્લો છેલ્લો લો. પ્યાલો લો. એકજ પ્યાલો લો.

( પ્યાલો પીએ છે, રમણ બેશુદ્ધ પડે છે. ચંદ્રકાન્ત અને ભગીરથ એક બાજુએ આવી ઉભા રહે છે. )

**ચંદ્રકાન્ત:** ( ભગીરથને એક બાજુએ ) થોડીવાર આપણે અહીંજ બાજુએ ઉભા રહીશું, અને બરોબર રંગ જામશે એટલે આપણે શામિલ થઈ જઇશું.

**ભગીરથ:** આપણે જરા મોડા આવ્યા. ( બાજુએ ઉભા રહે છે. )

**સોમાભાઈ:** ( મોટેથી રડે છે. ) પીપાજી, ઓ પીપાજી, અહીં આવો રે, ઓ પીપાજી. હાય-હાય રે. પીપાજી. ( પીપાજીને ગળે વળગી રડે છે. )

**પીપાજી:** અરે સોમા, આમ રડે છે કેમ ?

**સોમાભાઇ:** મને તો ખૂબ ચઢી છે. ખૂબ ચઢી છે. પીપાજી ઉપર ચઢી છે. મારા ઉપર ચઢી છે. દારૂ–મદિરા. ઓ મારા પીપાજી રે, હાય હાયરે પીપાજી. ચઢી છે.

**પીપાજી:** સાળા, તેને હું શું કરૂં ? તને ચઢી છે તે ભોગ તારા. હું શું કરૂં ?

**સોમાભાઈ:** મને વધારે પીવાડ.

**પીપાજી:** લે ત્યારે, પી વધારે. હવે તો એકજ પ્યાલો.

**સોમાભાઈ:** (પીએ છે.) મને વધારે ચઢતો નથી. નથી ચઢતો મને વધારે. મને ચઢતો નથી તેથી શું કરૂં મારા પીપાજીભાઇ ?

**પીપાજી:** તમને ના ચઢતો હોય તો વધારે પીઓ અને મરો મારા સોમાભાઈ.

**ચંદ્રકાન્તઃ** ભગીરથ, જુઓ આ મદિરાભક્તોની લીલા ! તમે બહુ આશ્ચર્ય અને વિસ્મયથી ક્યારના મારી સામે જુઓ છો નહિ ? હવે તમારી આગળ બધો ખુલાસો કરૂં. એક ખાસ કારણને લીધે તમારી સાથે તે વખતે હું જુઠું બોલ્યો. મને માફ કરજો. હું મદ્યપી નથી. મારો પરમપ્રિય મિત્ર, જે આ નગરની શોભા અને મારા જેવા દુ:ખીના જીવનનો આધાર, તે મારા આ કમનશીબ, હતભાગી રમણચંદ્રને હું અહીંથી પાછો લઇ જવા માટે તમારી સાથે આવ્યો છું. તમને મેં ફસાવ્યા તેની ક્ષમા કરો. મારા પરમપ્રિય મિત્રની આવી દુર્દશા ! આ જોવાનું વિધિએ શા માટે મારા નશીબમાં લખ્યું. ? અમો સેંકડોને શિખામણ આપનારો, શાણો, હજારોને હથેલીમાં રમાડનાર હિંમતબાજ હીરો, લાખોની હાય ઓલાવવા હંમેશ તત્પર રહેતો મારો લાડીલો, આજે આ "મદિરામંડળ" માં મદ્યપી થઇને બેશુદ્ધ પડયો છે! પ્રભુ આવો ચિનાર બનાવવા કરતાં તેં મારી આંખો ફોડી નાખી હોત તો હું વધારે સુખી હોત. ( બંને દિલગીરીમાં ઉભા રહે છે. )

**સોમાભાઇઃ** દારૂ એ ખરાબ ચીજ છે. દારૂ એ દરિદ્રતા છે. દારૂ ખૂરો છે. દારૂ દુઃખનું મૂળ છે, સંકટનું શૂળ છે.

**પીપાજીઃ** સોમાભાઇ, આ શું બકો છો ? કંઇ ભાન છે કે નહિ ? અમૃતની નિંદા ? દારૂ તો પૃથ્વી ઉપરનું અમૃત છે.

**સોમાભાઇઃ** હું ચળવળ કરૂં છું. હું હિલચાલ કરૂં છું. હું મદ્યપાનનિષેધ કરૂં છું. હું પીઠા ઉપર પહેરો ભરૂં છું. હું સભામાં ભાષણ કરૂં છું.

**પીપાજીઃ** અરે પાપી, મદ્યનો નિષેધ કરનાર, મદ્યનું પાન કર. દારૂ પીશો તો સુખી થશો.

**સોમાભાઈઃ** ( બકે છે. ) ભાઇઓ, દારૂ પીતા નહિ, દારૂ તો માઠો લાગે છે. દારૂ તો કલાલનો પિશાબ છે. પીશો તો મરશો રે ભાઇ!

**પીપાજીઃ** સોમાભાઇ તમે તો બકવા લાગ્યા હવે છાના રહો. દારૂની નિંદા કરશો તો નરકમાં પડશો.

**સોમાભાઇ**: દારૂ અશુદ્ધ છે. દારૂ ગલીચ છે. દારૂ ગટરનું ગંધાતું પાણી છે, હે મારા ભાઇઓ! માટે દારૂ કદી ના પીતારે, ઓ ગા...મ...ડી...ઓ...ઓ........

**શાસ્ત્રીજી**: બેવકૂફ, શું બકી રહ્યો છે? ભંગીની માફક ગામમાં સાદ પાડવા નીકળ્યો જાણે? દારૂ તો શુદ્ધ છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ– **तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ।** વહેતું પાણી અને અગ્નિ એ તો જાતેજ શુદ્ધ અને પવિત્ર. દારૂનો પ્રચંડ ધોધ ચારે ખંડમાં વહી રહ્યો છે. અને તેના પેટમાં આગ્ન છે એટલે દારૂ તો બમણો શુદ્ધ અને બમણો પવિત્ર છે. એ બમણો પવિત્ર છે માટેજ એને 'બેવડો' નામ આપ્યું છે. પવિત્રતા વધારવી હોય તો તેને બમણો પીવો.

**સોમાભાઇ**: દારૂ અધર્મ છે. ધર્મથી દારૂ પીવાની બંધી છે.

**શાસ્ત્રીજી**: ધર્મથી બંધી તો નથીજ પણ છે એમ માનો તો પણ તેનું પ્રાયશ્ચિત રહેલું છે. રાત્રે દારૂ પીને સવારે બ્રાહ્મણને એક કાંસાનો કકડો આપી દીધો કે થયું! હવે જો તું મ્હોડું નહિ બંધ કરે, તો પ્રાયશ્ચિત તારે ભોગવવું પડશે.

**રામજી**: ( બકે છે. ) અરે, દારૂથી તો અંદર અંદર કજીઆ થાય છે. કુસંપને ઘરમાં ઘાલનારી મદિરા મા છે. તે તમારી મા છે. દારૂ પીનારાઓની મા છે. સાંભળજો. ઓ ગામડી...ઈ...ઓ........"

**પીપાજી**: રામજી, હવે જો દારૂની નિંદા કરશો, તો હું તમારો ઓધરો ચુંસી ખાઇશ. દારૂના મહત્તા તમે નથી જાણી હજુ? અરે, દારૂના દરબારમાં તો આગ અને પાણી એ બંને સાથે રહે છે. પાણીના પેટમાં આગ ભરાઇ બેસે છે. બોલો આવું કૌતક બીજે કંઇ નજરે પડે છે?

( પીપાજી અને સોમાભાઇ એકબીજાને બથે વળગી ખૂબ રડે છે. )

**ચંદ્રકાન્તઃ** ભગીરથ, પ્રેમભંગથી સંચાર થએલા પશ્ચાતાપનો અગ્નિ ઠારવા માટે આપને આ દારૂના પીઠા સિવાય બીજે ક્યાંયે સ્થાન ન મળ્યું ? શિવ ! શિવ ! પ્રભુ, દેશની આ દશા !

**ખુદાબક્ષઃ** અરે પીપાજી, તુ કયું રોતા હય ? રોનેકા કામ તો હમારા હૈ. બાત કરને મેં હમ તો રાજા હૈ. કામ કરને કે બખ્ત રોતા હય ? રોનેકા હમારા કામ તુમ કયું કરતે હો ? રામજી, તુ બી રોને લગા ? બસ રોના. મેં બી રોતા હું. કુંવરજી કાકા કે નામ પે મેં બીં રોતા હું. ( રડવા લાગે છે. )

**રામજીઃ** હું તો રડું છું એટલા માટે કે દારૂના બધા લાભ મરદો ખાટી જાય છે. મરદો એકલપેટા છે. સ્ત્રીઓને એ લાભ નથી ખાટવા દેતા. માટે સ્ત્રીઓને છચોક દારૂ પીતી કરવી જોઇએ. સુધારકોએ આ કામ અરધું પડતું મૂક્યું છે. ઓ મારી બહેનો, તમારે માટે રડું છું. ( ખૂબ રડે છે. )

**પીપાજીઃ** હવે, જરા ઠીક બોલવા લાગ્યો. ડાચો થયો ખરો.

**શાસ્ત્રીજીઃ** ( પ્યાલો પીને. ) સુધારકો ઉપર તો મારો ખાસ આક્ષેપ છે. સુધારાના નામથી એ સુધારકો તો અધર્મ કરવા લાગ્યા છે. ધર્મ ઉપર ધાડ એ લોકો લાવ્યા છે. એ તો સગવડીઓ સમાજ છે. એ અમને નથી જોઇતો. સુધારાને બહાને તમે કાલે દારૂ પીઓ તો કેમ ચાલે ? ધર્મશાસ્ત્રથી માંસાહારની બંધી છે. તમે સુધારાના નામે માંસ ખાશો, તો કેમ ચાલશે ? હુસેન, ભાઇ હુસેન, જરા મટન લાવ. ( ખાવા લાગે છે. ) તમે એમ કરશો તો અમે સુધારકોને દોષ દઇશું: અમારા ધર્મને ડૂબાડનારા કહીશું, ધર્મભ્રષ્ટ કહીશું. આગરકરને અમો વખોડીએ છીએ તેનું કારણ આજ છે. તિલકને માટે તો અમને માન છે. સુધારાના નામથી તમે કાલે ઢેડભંગીને અડકશો, તો તે અમને નહિ ગમે. કશના, ઓ કશના, મને પાણી પા. ( પીએ છે. )

ગાંધીને અમે વખોડીએ છીએ, તેનું કારણ આજ છે. માલવિયને માટે તો અમને માન છે.

**પીપાજી:** તિલક માટે તમને માન છે, તો તમે શાસ્ત્રીલોકો એમની ગીતારહસ્યની કુથલી કરવા કેમ મંડી પડયા છો ?

**શાસ્ત્રીજી:** કેમ ના કરીએ ? ગીતારહસ્યમાં તો તિલકે શંકરાચાર્યને છેડયા છે. સનાતન ધર્મ ઉપર ઘા કર્યો છે.

**ખુદાબક્ષ:** લિખોગે પઢોગે તો હોગે ખરાબ,
દારૂ પીવોગે તો હોગે નવાબ;
ગુલ્શને ચમનમેં વો બુલબુલ જનાબ ?
જમી આસ્માંપે ખુદા હૈ શરાબ.

એ સચબાત હૈ. શાસ્ત્રી કહેતા હૈ ઓ બાત સચ હૈ. ઐસાજ હોના ચાહીએ.

**શાસ્ત્રીજી:** શાબાસ. ખુદાબક્ષ આજ તો તેં સનાતન ધર્મને મદદ કરી. ( તેને ભેટે છે. ) ભાઈ, મારી પાઘડી તું લે. તારી ટોપી મને આપ. ( બદલો કરે છે. ) અરે, મારી ચોટલી કોઇ ખુદાબક્ષને ચોંટાડો, હું એની દાઢી લઉં છું. હિંદુમુસલમાનની ખરી એકતા તો આપણેજ કરી.

**ચંદ્રકાન્ત:** અરે, આજે આ હું શું સાંભળું છું ? મારી નજર આગળ આ હું શું જોઈ રહ્યો છું ? અરે ભરતખંડ, તારી આ દશા ! જે દેશમાં રાજા, પ્રજાનાં વ્યસનોનો તોડનાર અને દુર્ગુણોને દૂર કરનાર મટી મદિરાનો, ભાંગનો, ગાંજાનો વેપારી બને; જે દેશમાં દારૂની દલાલીમાંથી પ્રજા કેળવાય તે દેશની દશા આથી વધારે બગડે પણ સુધરવાની નહિજ. ભરતખંડનું ગૌરવ સાચવવા માટે જે વીરપુરૂષો આ લોક છોડી આકાશમાંના તારા બની આજે આભમાં ચમકી રહ્યા છે, તે મૃતઆત્માઓ જો આ દેખાવ ઉપર નજર નાખે તો જરૂર રક્તનો વરસાદ વરસે. અરેરે ભગીરથ ! સંસ્કારથી પવિત્ર યાને પોતપોતાના

ધર્મ માટે ઉભું થએલું પહેલાંના હિંદુમુસલમાનો વચ્ચેનું હાડવેર પણ આ નરપશુઓના સ્નેહ અને આવી હિંદુમુસલમાનએક્તા કરતાં વધારે આનંદદાયક અને બંનેને માનભરેલું હતું. હરહર! ક્યાં તે યોગ્યતાવાળો ગીતારહસ્યનો ગ્રંથ? ક્યાં જગદ્‌ગુરૂ શ્રીમદ્‌ શંકરાચાર્યજી? ક્યાં મહાન્‌ સનાતન ધર્મ અને ક્યાં આ રૌરવ નરકમાંના કીટકો? ક્યાં સમાજભક્ત આગરકર, અને ક્યાં લોકમાન્ય તિલક? ક્યાં મહાત્મા ગાંધીજી, અને ક્યાં માનનીય માલવિયજી? એ મહાન પુરૂષોના પરસ્પર વિરોધ અને પ્રમાણિક મતભેદ, એ તો આકાશમાં ચમકનારા નક્ષત્રોની સરતો છે. તમારા મારા જેવા પામરોએ તો પોતાને સ્થાનેથીજ એ સરત જોવી ઘટે. એ મહાન્‌ પુરૂષોનાં ચારિત્ર, વિદ્વત્તા અને પરાક્રમના તેજ વડે આપણે આપણો માર્ગ શોધી લેવો એજ આપણા જેવા ક્ષુદ્રક જીવોને ઘટે. પૂજ્ય અને વંદનીય વિદ્વાન્‌ કર્મકાંડી બ્રાહ્મણોએ પણ સંધ્યાના ચોવીસ નામની સાથે તિલક–ગાંધી–આગરકર અને માલવિયાજીનાં નામોનો ઉમેરો કરવો. ક્યાં એ પ્રાતઃસ્મરણીય પૂજ્ય નામો, અને ક્યાં આ અધર્મીઓની અપવિત્ર જીવ્હા? ભગીરથ તું જો તો ખરો, આ કંગાલોનો ગલીચ દેખાવ? ભગીરથ, ભગીરથ, હદ થઈ, હવે બસ થયું એ જોવાનું.

**ભગીરથ:** ડાકટરસાહેબ, હું શરમાઉં છું. પણ હું તમને સાચી વાત કહું છું, કે રોજ પીવામાં હું શરૂઆતથીજ હોઉં છું. તેથી આ અત્યંત નીચ અને નિંઘ પ્રકાર કોઈપણ દિવસે મારા ધ્યાનમાં નથી આવ્યો.

**ચંદ્રકાન્ત:** ભગીરથ! જુવો આ મુડદાંઓ તરફ. એમની સાથે તમે દારૂ પીને બેસો છો. અરે? એવાઓની જોડે આખરે તમે તમારૂં પાનું પાડયું! આ અધર્મીઓના હારમાં તમે આવી બેઠા! ઓ હતભાગી ભગીરથ! તું તાજા લોહીનો તરૂણ છે. તારી બુદ્ધિ તીવ્ર છે. તારૂં અંતઃકરણ ઉંચું છે. તારા રોમે રોમ જીવતા છે. તારી આંખમાં

હજુ ખાનદાની દેખાય છે. તારા મ્હોં પરના તેજથી આશાના અંકુરો ફુટે છે, અને તેથીજ તારે માટે મારો આત્મા દુભાય છે. તારા ઉપર મને જે પ્રેમ થયો છે તેજ મને તને કડવી પણ સાચી વાત કહેવાની ફરજ પાડે છે. સંસારમાં તારો પ્રેમભંગ થયો તેથી તેં આ દારૂના વ્યસનનો સ્વીકાર કર્યો! અરેરે ભગીરથ ? આ ઓગણીસ સો મૈલ પહોળો અને અઢારસો માઇલ લાંબો–નાના પ્રકારની આપદાથી ભરેલો–હજારો પીડાથી હેરાન થયેલો, ગુલામીની બેડીથી જકડાએલો તારો સ્વદેશ, તેત્રીસકરોડ દયાજનક ચીસોથી મદદ માટે તને બૂમો પાડી રહ્યો છે. અરે ! તારી જન્મભૂમિની આવી દશા હોવા છતાં, પ્રેમભંગથી થયેલું તારૂં નિરાશ જીવન વ્યતિત કરવા માટે તને દારૂ સિવાય બીજો માર્ગજ ન જડયો કેમ ? અત્યંત અવનતાવસ્થામાં, અત્યંત આપદ્કાળમાં તારી માતૃભૂમિની–જન્મભૂમિની ઉત્તમ સેવા કરવા માટે આવાં પ્રેમભંગે સ્વાર્થના સંસારમાંથી તને છૂટો કરી, માતૃસેવાની તને સુંદર તક આપી તે માટે ભાગ્યશાળી ભગીરથ, આનંદથી ભગવાનનો પાડ માનવાને બદલે તેં કાયર બની મદિરાનો સ્વીકાર કર્યો? મદ્યપી બની આ નરપશુની માફક પતિત થયો? પવિત્ર અને પ્રિયતમ ચીજને સંકટ વખતે સહાય કરવાની ઉત્તમ યાને સોનેરી તક પૂર્વ જન્મના સબળ પુણ્ય સિવાય કોઇ પણ પ્રાણીને મળતી નથી. ભગીરથ! ભગીરથ! તું સાભળ. પતિતોના ઉદ્ધારને માટે, સાધુઓના સંરક્ષણને માટે વારંવાર અવતાર ધારણ કરવાનો મોહ ખુદ ભગવાનને પણ હોય છે. ભગીરથ ! દીન–હીન–પંગુ–અનાથ એવી આપણી આ ભારતમાતા, દેશના યુવકોના–તરૂણોના તાજા ચહેરા તરફ આશાથી નિહાળી રહી છે. પાણિગ્રહણ વગરનો તારો ખાલી હાથ, ઓ ભૂલા પડેલા ભાઇ ! જન્મદાત્રિ સ્ત્રીજાત, હિંદમાતા–ભારતમૈયા–ગુલામીમાં જકડાઇ છે. લાખો નિરક્ષર ભારતીય સંતાન જ્ઞાનપ્રાપ્તિ માટે ભટકી રહ્યાં છે. લગભગ છ કરોડ બિચારાં માણસો ફક્ત હસ્તસ્પર્શ માટે દીન વદને વાટ જોઈ રહ્યાં છે. એમાંથી કોઈને પણ તું તારા હાથનો ટેકો આપ.

**ભગીરથ:** ચંદ્રકાન્ત! આ ભગીરથને પૂનર્જન્મ દેનારાઓ પરમેશ્વર! હું અજાણ છું, રસ્તો ભૂલ્યો છું. હવેથી આપ મારા માર્ગદર્શક બનો. આજથી આ ભગીરથ ભારતમાતાનો દાસાનુદાસ બન્યો.

**શાસ્ત્રી:** ભગીરથ, શી ગડબડ મચાવી છે? બ્રમણ, ભગીરથને આપો, અને આગ્રહ કરીને આપો. (બ્રમણ પ્યાલો ધરે છે.)

**ભગીરથ:** મિત્રો, મારે માટે હવે તસ્દી લેતા નહિ. ઘણું થયું. આજ સુધી ઘણું કર્યું. આજથી આ ભગીરથને તમારો અને તમારી મદિરાનો બહિષ્કાર છે.

**શાસ્ત્રી:** ભગીરથ, શું આ બકે છે? આકરી પ્રતિજ્ઞા શું કામ લે છે? તે તોડયા સિવાય ચાલવાનું જ નથી.

**બ્રમણ:** અરે ભગીરથ! આજે વધારે નહિ તો મિત્રોના માન ખાતર ફક્ત એકજ પ્યાલો. બસ વધારે નહિ; આ એકજ પ્યાલો. લો, બસ પીઓ, આ એકજ પ્યાલો.

**ભગીરથ:** (પ્યાલો જમીન ઉપર ફેંકી) ઓ એકજ પ્યાલા, આજથીજ તારો બહિષ્કાર, તારે નામે સ્નાન. મદિરા આજથી હરામ છે. દારૂ આજથી હરામ છે.

## પ્રવેશ ૧ લો

**સ્થળઃ**—રમાવિલાસ

**પાત્રોઃ**—રમા, વિનયા, કમળા, અરવિંદ.

**રમાઃ** ( ખોળામાં સુવાડી **અરવિંદને** દૂધ પાય છે. ) વિનયા! બ્હેન જોયું. જુઓ આ તમારો અરવિંદ કેટલું તોફાન કરે છે તે. જરા પણ જંપતોજ નથી. ઉંઘીને ઉઠ્યો કે ચઢ્યો પાછો તોફાને. ઉંઘે છે એટલી વારજ જરા શાંત હોય છે. ( અરવિંદ લાતો ઉછાળી દૂધ મ્હોંમાંથી બહાર કાઢે છે. ) હવે, આને શું કહીએ ? દૂધની સાથે પણ આવી મસ્તી. લોટીને લાત મારી લોટી ઉંધી વાળી દીધી. હવે તને જરા ચૌદમું રતન બતાવવું પડશે ખરૂં. માર વગર તું નથી માનવાનો. જોને, જોને, એને થયું છે શું ? હરામખોરના કુમળા કાન આમ ખેંચવા જોઇએ ! તે વગર ઠેકાણે નથી આવવાનો. જો બાઈ, તું ડાહ્યો તે આટલો કોળીઓ લેવો પડશે. હં ! જો મ્હોં ઉઘાડ. લુચ્ચો બહુ ઠગ છે. કોળીઓ મ્હોં આગળ ધર્યો કે મ્હોં બંધ કર્યુંજ છે. જો–બાબુ–આમ જો. આટલું જમી લે. પછી મારા બાઇને હું હાલરડાં ગાઇશ, હોં. ચાલ, ઝટ કર. હં–ઉઘાડ મ્હોં. ભાતનો આ આટલો કોળીઓ લઇશ તો દૂધ મળશે, સમજ્યો. મ્હારા હાથનું નથી ખાવું

હરામખોરને. તને ખવડાવવા માટે તારી ફોઈ જોઇએ, કેમ ? જુવો, હવે લુચ્ચો કેવો હસે છે ? લો વિનયાબ્હેન, હવે સંભાળો તમારા આ રતનને, મારાથી નથી જમતો.

**વિનયા:** બાબુ, આવ. આવ. બાએ તને માર્યો બા. એ તો એવીજ છે. આવ મારા ભાઇને હું જમાડીશ. ( લે છે. ) લો, આ એક કોળીઓ જમો મારા ભાઈ બા. ( કોળીઓ લે છે. )

**રમા:** જુવો હવે, મ્હોં ખોલ્યું લુચ્ચાએ ? મારી પાસે જાણે એને કાંટા લાગે છે. ખરાને ? વિનયાબ્હેન, તમે ગમે તે કહો પણ તમારાં બધાં માણસોજ આવાં તોફાની ? ( બંને હસે છે. ) "પુત્રના લક્ષણ પારણામાંથી."

**વિનયા:** એ ભાઇ, બા તને તોફાની કહે છે ? છો કહેતી. આપણે આટલું લઈ લો. પછી મારા ભાઇને હું ઘોડીઆમાં સુવાડીને હીંડોળીશ. બસ હવે. હવે આટલોજ કોળીઓ. અને પછી દૂધ લે, હવે આ દૂધ લે. જોને જોને, દૂધની લોટી ઉંધી કરે છે. અરે ! થોભ, થોભ. તને હું પીવાડું છું. ( પાય છે, કમળા આવે છે. )

**રમા:** હવે લાગ્યો પાછો તોફાન કરવા. આ કમળાએજ એને બહેકાવ્યો છે લો હવે કમળા, તમેજ એને પારણામાં સુવાડો. કમળાબાઇ મળ્યાં એટલે એને તો જાણે ગોળનું ગાડું મળ્યું. આખો દિવસ ભટકવાનીજ ટેવ પડી છે. જા લુચ્ચા, હવે જરાવાર સુઇ જા. (કમળા લઇ જાય છે.) વિનયાબ્હેન, આજ સવારથી ભાઈને ત્રણ ચાર તેડાં મોકલ્યાં પણ આવું છું આવું છું કહીને હજુ આવતોજ નથી. કોણ જાણે શા ગોટાળો છે ? બ્હેન, મને તો કંઈ કંઈ અશુભ સ્વપ્નાં આવે છે. વિધાતાએ ભાવિમાં શું લખ્યું છે કોણ જાણે ? છઠ્ઠીના લેખ મિથ્યા તો થવાના નથીજ, પણ મન ઘેલું છે. નાહક ચિંતા વણાંજ કરે છે. મારા મનનું એમ સમાધાન કરવાનો હું ઘણો પ્રયત્ન કરૂં છું પણ ચિંતાની ચિતા ઓલાતીજ નથી. વિનયાબ્હેન, ચિંતા

કરવાનુંજ સ્ત્રીઓના નસીબમાં છે. ચિંતા સિવાય સ્ત્રીઓ બીજું શું કરી શકે?

**વિનયા:** ભાભી, તમે નાહકની ફિકર કરો છો. ચિંતામાં ને ચિંતામાં તમે શરીરને સુકવી નાંખ્યું. તમારા ચહેરા ઉપરથી લાલી જતી રહી છે. તેની જગ્યા ગ્લાનિએ લીધી છે. તમે તો કલ્પનાના ઘોડા દોડાવી દિલને અમથું દુઃખી કરો છો. ચિંતાની ચિના ખાધેલા અનાજને બાળી ભસ્મ કરે છે. તમે કંઈ જાણ્યા કર્યા સિવાય એમ ફિકરમાંને ફિકરમાં સુકાયાંજ કરશો તો તમારૂં શરીર બગડશે. ભાભી, ડાહ્યા માણસને તે વળી વધારે શું કહેવાય?

**રમા:** વિનયાબ્હેન, તમે ગમે તે કહો, સ્હાય તે બોલો, પણ મારી તો ધીરજ જ ખૂટી ગઈ છે. મારા મનને મનાવવા હું કંઈ ઓછા પ્રયત્નો કરતી હોઈશ? પણ એ બધાંએ ફોગટનાં ફાંફાં નીવડયાં! ભાઇ ચંદ્રકાન્તનો તાર મને મળ્યો તે ઘડીથીજ મારા અંતઃકરણમાં ધ્રાસકો પડયો છે. અને અહીં આવ્યા પછી અને અહીંનું વર્તન જોયા પછી તો મારી કલ્પના ખરી ઠરી છે.

**વિનયા:** પણ ભાભી, શરીરની આવી સ્થિતિ કરી લેવા જેવું તમે કંઇ જોયું છે કે સાંભળ્યું છે? તમારી ખાત્રી થઈ છે? માણસ તર્ક કરવા બેસે એટલે તર્કવાદી બને છે. અને તર્કવાદી માણસ તર્ક અને કલ્પનાથી સંકટો અને અડચણો ઉભી કરે છે.

**રમા:** બ્હેન, હું સમજું છું. તમે મારા મનનું સમાધાન કરવાનો ખૂબ પ્રયત્ન કરો છો. હું કલ્પનાશક્તિથી સંકટો ઉભા નથી કરતી. મારી નજર આગળ કેવાં કેવાં ચિત્રો ખડાં થાય છે, તેની કોઇને કલ્પના પણ નહિ થાય. ( આંખો લૂછે છે. )

**વિનયા:** ભાભી, ભાભી, આમ રડયાથી આપણાં સંકટો કંઈ જતાં રહેવાનાં છે? તમે આમ રડશો તો મારી ધીરજ કેમ ટકશે?

( આંસુ પોતાનાં લૂછે છે. ) ભાભી, જુવો પેલા ચંદ્રકાન્તભાઈ આવ્યા. ભાભી આમ છેક ઘેલાં શું કરો છો ? ( ચંદ્રકાન્ત આવે છે. ) ચંદ્રકાન્તભાઈ, જુવોને મારાં ભાભી તો ક્યારનાં રડયાંજ કરે છે. તમે એમને જરા સમજાવો.

**ચંદ્રકાન્ત:** ( મનમાં ) ગઈ રાત્રે નજરે જોએલો ચિનાર હું રમાને શી રીતે કહું ? જીભ નથી ઉપડતી. હું તો કેંચીમાં આવી પડયો છું. મારી સ્થિતિ તો કફોડી થઈ છે. **"कहुं तो कहा न जाय, न कहुं तो रहा न जाय."** ગમે તેવાં અંદા ફંદા કરીશ, તો પણ આ મરણની ચુંગાલમાંથી હું નથી છટકી શકવાનો.

**રમા:** ભાઈ, કંઇ ખબર પડી ? કંઇ બ્હીવા જેવું તો નથી ને ? એમ તદ્દન મુંગો મુંગો કેમ ઉભો છું ? શું છે, મારા તકદીરના ભવાડા મને કહી દે. ભાઈ, વાર ના કર.

**ચંદ્રકાન્ત:** રમા, તું શું કામ આમ ઉતાવળી થાય છે ? તારા તકદીરમાં ઘણું સાંભળવાનું છે.

**રમા:** ભાઇ, મને આમ ગોટાળામાં શું કામ અથડાવે છે ? મારા ભાવિમાં શું લખ્યું છે તે મને એકદમ કહી દે.

**ચંદ્રકાન્ત:** રમા, કાલે શું થવાનું છે તેની જો આજેજ ખબર પડી જાય તો સંસાર નીરસ બની જાય. માણુસને પોતાના ભવિષ્યની ખબર ન પડે, તેથીજ પ્રભુએ માણસનું ભાવિ લલાટમાં લખવાની વિધાતાને વિનંતિ કરી છે.

**રમા:** ભાઇ, હવે તો મારા પ્રાણ આ નીકળી ચાલ્યા. વગર વિલંબે તું કહી દે, મારા નશીબમાં શું છે તે મને જાણવા દે. તું વાર ન કર. ભાઈ તને પગે પડું છું.

**ચંદ્રકાન્ત:** બ્હેન રમા, હું તને શું કહું ? આપણા પ્યારા રમણુચંદ્ર, એક વ્યસન–એક અતિભયંકર વ્યસન–( સ્વગત ) ઓ નિર્દય

તકદીર! આખરે આવું કહેવાનું મારે ભાગ આવ્યું? દારૂ, એ અતિ-અમંગળ શબ્દ આ સાધ્વી, આ પવિત્ર દેવી આગળ હું શી રીતે ઉચ્ચારૂં? ઓ વ્યસનોમાં મશગુલ બની જનારા ચાંડાળો! તમે તમારાં કૃત્યોથી તમારા ખરા અને જીવજાન દોસ્તોને કેવાં સંકટોમાં ઉતારો છો તેની તમને કલ્પના પણ છે કે નહીં? દારૂની વાર્તાથી તીક્ષ્ણ બનેલા વાગ્બાણથી આ કોમળ સાધ્વીનું હૃદય વીંધવાના કામ કરતાં એકાદ ઝેરી બાણથી આ મારી વ્હાલી બેન રમાનો વધ કરવાનું કામ મારે માથે આવ્યું હોત તો જરૂર હું આના કરતાં ઓછો દુઃખી થાત. ના ઇલાજ છે. કહ્યા સિવાય છૂટકોજ નથી. મન તું મક્કમ બની જા. જીભ તું તૈયાર થા. ( રમાને ) બ્હેન રમા, આપણો ચંદ્રકાન્ત દારૂનો વ્યસની બની ગયો છે.

**રમાઃ** ( ચમકીને ) પ્રભુ, આ મેં શું સાંભળ્યું? (મૂર્છા આવે છે. વિનયા અને ચંદ્રકાન્ત સાવધ કરે છે )

**ચંદ્રકાન્તઃ** રમા, બ્હેન રમા, સાવધ થા. આવી રીતે હિંમત હારે હવે નથી ચાલવાનું. તારા દુઃખનો યુગ શરૂ થયો. આ તો પા શેરામાં પહેલી પૂણી છે.

**રમાઃ** ભાઇ ચંદ્રકાન્ત, હવે કેમ થશે? તું કંઇ ઇલાજ તો ખોળી કાઢ. મારો ભવ સુધારવો હવે ભાઈ, તારાજ હાથમાં છે. મારે માટે તું દુઃખ ખમતોજ આવ્યો છું. ભાઈ, હવે સુધારો કરવાનું કઠણ કામ તારા સિવાય કોણ કરે? ભાઈ, આ બ્હેનનો સંસાર તેં માંડી આપ્યો, ફરીથી તુંજ બગડેલી બાજી સુધારી આપ. હું કોની પાસે જઈને આ વાત કરૂં. ભાઇ, તું કેમ નથી બોલતો? શું બાજી સુધારવા જેવી નથી? ( ભગીરથ પ્રવેશ કરે છે. )

**ભગીરથઃ** ( બહુજ ઉતાવળમાં આવે છે. ) બાઇસાહેબ, અનર્થ થયો. ગજબ થયો. રમણચંદ્ર દારૂ પીનેજ કોર્ટમાં ગયા અને

ગમે તેને ગમે તેવું બોલવા લાગ્યા. મુનસફે એમને શાન્ત પાડવાના ઘણા પ્રયત્નો કર્યા પણ મિથ્યા? આખરે મુન્સફે એમની સનદ હંમેશને માટે રદ કરી.

**ચંદ્રકાન્ત:** ભગીરથ, આ વાત સાચી છે? રમણચંદ્ર ક્યાં છે? સંકટો સીમા ઓળંગી આ તરફ આવવા લાગ્યાં.

**ભગીરથ:** રમણચંદ્રભાઈને તો ભ્રમણ અહીં લઇ આવે છે. આ વાત સાચી છે. હું તેના ખાત્રી કરીનેજ આપને કહેવા આવ્યો છું. તેમાં જરા પણ શંકા નથી.

**ચંદ્રકાન્ત:** સંકટો સામે બાથ ભીડવા હવે મારે કમર કસવીજ જોઈએ. દુ:ખનો દરિયો હવે ચારે તરફ ફરી વળશે એમ સમજીનેજ મારે તરવાની તૈયારી કરી રાખવી જોઇએ. રમાબ્હેન, તું હવે હિંમત પકડ, હિંમત હારે હવે નહિ ચાલે. (રમણચંદ્રને ભ્રમણ અંદર લાવે છે.)

**રમણચંદ્ર:** ( દારૂની ઘેનમાં બકે છે. ) ઘરમાં કોણ છે? રડવાનો અખાડો ઘરમાં કોણે જમાવ્યો છે? સનદ ગઈ તેથી કોણ રડે છે? સનદની શી પરવા છે? દારૂ સનદ છે. ભ્રમણ, મારો ભાઈ છે. નામર્દ રડે છે. બૈરી નામર્દ છે. રમા નામર્દ છે. ચંદ્રકાન્ત નામર્દ છે. ભ્રમણ મર્દ છે. ભ્રમણ, ભાઇ ભ્રમણ, દરેક જણને એક એક લાત માર. ચાલ ઘરમાંથી ભીડ ઓછી કર. ચાલ, લગાવ લાત. લગાવે છે કે નહિ? ( નીચે બેસે છે. )

**ચંદ્રકાન્ત:** ભ્રમણ, તું અને વિનયા બંને મળી રમણચંદ્રને અંદર લઈ જઇ સુવાડો.

**રમણચંદ્ર:** ( બકે છે. ) સનદ ગઇ તો શું થયું? આ ચંદ્રકાન્ત નામર્દ છે. રમા નામર્દ છે. સનદ નામર્દ છે. મુનસફ નામર્દ છે. હું નામર્દ છું. ભ્રમણ મર્દ છે. ઓ ભ્રમણ, યાર, તું આ બધાને એક એક લાત લગાવ. લગાવ એક એક બધાને. હુસેન, હુસેન, મને હવે

એકજ પ્યાલો, ફક્ત એકજ પ્યાલો. આપ—આપ—એકજં પ્યાલો આપ, હવે બસ ફક્ત એકજ...પ્યા...લો.

•                (રમણચંદ્રને અંદર લઈ જાય છે.)

**ચંદ્રકાન્ત:** બ્હેન, તારૂં તકદીર. બગડી સુધારવા માટે પ્રયત્નો કરવા એ આપણો ધર્મ છે. આમ રડતી બેસીશ તો આપણાથી પ્રયત્નો થવાનાજ નથી. માટે તું આંસુને ખાળ. રડવાનું મુકી દે. (તેમને પાસે લઇને.) બ્હેન, પરમેશ્વર આપણી કસોટી કરે છે. તું ન ગભરાતી. ઇશ્વિર સૌ સારાં વાનાં કરશે. હિંમત રાખ. (ભ્રમણ આવે છે.) ભ્રમણ લુચ્ચા, હરામખોર, નિમકહરામ, તેંજ આ બધી ખાનાખરાબી કરી છે. એ બદમાશ દારૂડીઆ, તું હમણાં ને હમણાં આ ઘરમાંથી નીકળી જા. ખબરદાર, જો ફરીથી આ ઘરમાં પગ મૂક્યો તો. જા, ભ્રમણ, તારૂં કાળું કર. જા. (ધક્કો મારી કાઢી મૂકે છે, પડદો પડે છે.)

## પ્રવેશ ૨ જો

**સ્થળ**:—ભ્રમણનું ઘર.

**પાત્રોઃ**—ભ્રમણ અને કમળા.

**ભ્રમણઃ** કેમ સાંભળ્યું કે નહિ, કાન ફૂટી ગયા છે? ચૌદમું રતન તને પરખાવ્યા સિવાય તું પાંસરી નથી થવાની. કમજાત, તારાં લાડ કર્યાં તેથી તું બહુ ફાટી છું. ઉઠ, આમ તોબરો ચઢાવીશ એટલે તારાથી કોઈ ડરવાનું નથી. ઘરમાં જે કાંઇ સામાન હોય તે બધો મારી સામે લાવી મુક. જો ઘરમાં કંઈ જરાએ રહ્યું તો ચાંમડાં ચીરી નાંખ્યાં સમજજે. મારા મંડળનું લવાજમ મારે ભરવું છે. આજે જ્યાં મંડળનો સવાલ આવ્યો ત્યાં તો હું પરમેશ્વરને પણ નથી ગાનવાનો. વાર કેમ કરે છે? કુબજા–ઉઠ. મુરત શેનું જુવે છે? તારા બાપના બારમાનું. જે હશે તે બધું આપ. ઘરમાં રાખીને શું તારે છાતી ઉપર બાંધીને જવું છે?

**કમળાઃ** ઘરમાં શું છે લાવવાનું, માથું? અમથો બકવાદ ચલાવ્યો છે. જાણે ઘરમાં કમાઈ કમાઈને ઢગલાજ કરી મુકયા છે! બધી ધૂળધાણી કરી, ધન તો ચોખ્ખું ચટ કરી મૂક્યું છે. ઘરમાં તો જ્યાં જુવો ત્યાં તમારા મંડળની મૂર્તિઓજ માલુમ પડે છે. આખા

ઘરમાં ખોળવા જેવું તમે રાખ્યું છે શું? પાણી પીવાનું પવાલુંએ મુવા કલાલના ઘરમાં ઘાલ્યું છે. સત્યાનાશ જજો એવા મુવા કલાલનું. મારા જેવા કેટલાંનાં ઘર મુવાએ બગાડ્યાં હશે. ભગવાન, એમને કેમ સજા નથી કરતો?

**ભ્રમણ:** તારા જેવી શંખણીને આપે તો કાગડાએ નથી મરવાના. કલાલોએ તારા બાપનું શું બગાડ્યું છે, તે તું એમને ગાળો દે છે? હવે બધી લાંબી ટુંકી વાત જવા દે ને ઘરમાંનું જે કંઇ હોય તે લાવ અહીં. હું આજે બધું લીધા સિવાય તને છોડવાનો નથી. આજે સાંજે મંડળમાં મારે લવાજમ ભરવું જ જોઈએ. ધણીને અડચણ વખતે મદદ ના કરે તો બૈરી શા કામની? મારા મંડળમા મારી કેટલી બધી આબરૂ છે તેનું તને ક્યાં ભાન છે? મારૂં લવાજમ જો વખતસર હું ન ભરૂં તો મારી આબરૂ જાય, અને મારી આબરૂ જાય એટલે થયું. ગરીબ લોકોનું ધન તો આબરૂજ છે. માટે ઘરમાં જે હોય તે તું મારી સામે લાવીને હાજર કરી દે.

**કમળાં:** ઘરમાં હોય તે લેજો. મેં કંઈ છુપાવી નથી રાખ્યું. આ ઘર ખુલ્લું પડ્યું છે. ઘરમાંની જે ચીજ હાથમાં આવી તે બધી લઈ જઈને રૂપીઆનો માલ બે પૈસે વેચી નાંખ્યો ત્યારે મને ક્યાં પૂછ્યું હતું? હવે મને શું કામ કહો છો? આ તમારૂં ઘર અને આ તમે. તમારે જે કરવું હોય તે કરજો. મને તેમાનું કંઇ પૂછતા નહિ. તાંબાપિત્તળનાં વાસણ ઘરમાંથી જઈને માટીનાં કલેડાં ઘરમાં આવ્યાં તોપણ હજુ આંખ નથી ખુલી.

**ભ્રમણ:** મને તું ગુસ્સે ના કર. નહિતો ત્રીજી બનશે. હું તને પહેલેથી કહું છું. એ બીજા ના સમજીશ. હું તો સોટીથી જ વાત કરીશ. કુભારજા, તને શરમ નથી આવતી? તું જુઠું બોલે છે. ઘરમાં કેમ નથી કંઈ? હજુ તારાં ઘરેણાં પુરેપુરાં ક્યાં મેં લીધાં છે?

તારી પાસે કશું નથી ? કશું નથી, કેમ ? સોટી બધું તારી પાસેથી કઢાવશે. માર ખાઇને ચીજ આપવી પડશે તો સીધી રીતે જ આપી દેને. "મારી પાસે કશું નથી. હાં......આં...કશું નથી ?"

**કમળા**: હા, હા, તમે ચાળા પાડોને. મારી પાસે કશું નથી, સમજ્યા. તમે સોટી ચલાવો કે જીભ ચલાવો.

**ભ્રમણ**: પેલો નાકમાંનો કાંટો હતો તે તેં મને ક્યાં આપ્યો છે ? તે ક્યાં સંતાડી મુક્યો છે ? લાવ. ઘરેણાં છુપાવી રાખવાં છે કેમ ? મદિરામંડળનું લવાજમ મારૂં બાકી રહે અને તું નાકનો કાંટો સંતાડી મુકે કેમ ? હું કંઈ કાચો નથી. મને બધી યાદ છે. ચાલ ઉઠ, હવે લાવ એ કાંટો ક્યાં છે તે ? તારા મનમાં હું તો કંઈ પણ જાણતોજ નથી. લાવ એ કાંટો, લાવીને અહીં હાજર કરી દે. પછી બીજી વાત.

**કમળા**: હવે તો કાંટો લાવવાનો બાકી રહ્યો છે. તે લઇ જાઓ અને તેથી તમારા મંડળનો ખજાનો ન ભરાતો હોય તો ફાફડા થુવરના કાંટા તેમાં ભરો. બધા કાંટાજ મંડળમાં ભેગા ભરાયા છે ને, બીજું શું છે ? એ મંડળ ઉપર દેવતા કેમ નથી ફરતો ?

**ભ્રમણ**: ઓ કુંભારજા, આડી આડી વાતો ન કર. તું નાકમાંનો કાંટો હમણાં ને હમણાં આણી આપ.

**કમળા**: ક્યાં સંતાડી મુક્યો છે તે આપું ? તે દિવસે દાણાવાળાએ તમને બજારમાં પકડ્યા ત્યારે ત્યાંથી તમને છોડાવવા માટે મેં મારો કાંટો કાઢીને વાણીઆના હાથમાં મુક્યો એ ભૂલી ગયા ? એ કાંટો ત્યારે ન આપ્યો હોત તો મંડળનું લવાજમ ભરવા છુટાએ ન હોત, સમજ્યા. પેલા ચુનીલાલ હૉટલવાળાએ તમને મારવા લીધા ત્યારે કાનમાંનું લોળીઉં કાઢીને આપ્યું. મગન વાણીઆને કાંટો આપ્યો. અને ચુનીલાલ હૉટેલવાળાને લોળીઉં આપ્યું. બોલો હવે મારી પાસે

શું રહ્યું ? મરદ જેવા મરદ થઇને કંઇ ધંધો કરવો નહિ, બેસી બે-સીને મંડળનાં લવાજમ ચઢાવવાં અને દારૂના સીસા ખાલી કરવા.

**ભ્રમણ:** જો, જીભ વધારે લાંબી કરી, કેમ ? મારૂં અપમાન કરે છે, જંગલી કુતરાની જાત. બેશરમ.

**કમળા:** હવે શરમ ક્યાં સુધી રાખું ? તમારા કયા ગુણની શરમ હું રાખું ? પોતાના સંસારનું સત્યાનાશ કર્યું, બીજાનો સંસાર બગાડયો. ધંધા તો આવા ને આવા કરો છો. હવે આજે ચુલામાં બાળવા લાકડાં નથી. શું મારા હાથપગ ચુલામાં ઘાલીને સળગાવું ? હું તે શું કરૂં ? પેટનું લવાજમ ભરવા પૈસો નથી, અને કહે છે પેલા સત્યાનાશી મંડળનું લવાજમ ભરો. પેટે પાટા બાંધીને કલાલને ખવ-ડાવવાનો ધંધો હું નથી કરવાની. મંડળનું લવાજમ ભરવું છે ?

**ભ્રમણ:** હા, હા, ભરવું છે. ભરવું છે. ઘરમાં કંઈ નહિ હોય તો તું છે ને ? તને લાવ બજારમાં લઇ જઈ હરાજી કરીશ. અથવા કલાલને ત્યાં તને ઘરાણે મુકીશ, સમજી ? ' મદિરામંડળ ' ના લવા-જમ માટે ભ્રમણચંદ્રે પોતાની બૈરી કલાલને ત્યાં ઘરાણે મુકી, અથવા કસાઇને વેચી એમ જગતમાં કહેવડાવીશ, સમજી ? હરિશ્ચંદ્રે તારા-મતિને સંકટ વખતેજ વેચી હતી.

**કમળા:** તમારા એ મંડળ ઉપર દેવના મુંકોને. એ દારૂજ મુવો સત્યાનાશ વાળે છે.

**ભ્રમણ:** એમ, કલાલને ગાળો દીધી, મંડળને ગાળો દીધી, હવે તું વધારે ફાટી, અને દારૂને ગાળો દેવા લાગી, કેમ ? તેં મંદિરને ગાળો દીધી, પૂજારીને ગાળો દીધી, ત્યાં સુધી હું નહિ બોલ્યો પણ હવે તો તેં ખુદ દેવને ગાળો દેવાની શરૂઆત કરી છે. બસ, હવે તો હું તનેજ દારૂ પાઇશ. બોલ, પીવો છે કે નહિ ? ન પીવો હોય તો ઘરમાંથી નીકળી જા. ( પ્યાલો ભરી હાથમાં લે છે. અને એનો હાથ

પકડે છે. ) બોલ, હવે તું પીવાની કે જવાની ? બદમાસ, મારી ચાડીઓ કરીને રમણચંદ્રસાહેબને ત્યાંથી મને તેં કઢાવ્યો કેમ ? હવે તો તને પુરીજ કરીશ. ચાલ–પી. ( પરાણે પાવા જાય છે. ) મ્હોં ખોલ, આ તો માતાજીનો પ્રસાદ તને ચખાડું છું. ( કમળા મ્હોં હાળી દે છે. ) બસ, બસ, હવે હું તને નહિ છોડું. આ એકજ પ્યાલો. આટલો તો પીવોજ પડશે. વધારે આજે નહિ. લે–મ્હોં ખોલ, આ ફક્ત એકજ પ્યાલો. ( કમળા પ્યાલો ફેંકી દે છે. ) ભ્રમણ તેને મારીને કાઢી મુકે છે. (કમળા જાય છે. )

**ભ્રમણઃ** જા, કમજાત જા, જેણે દારૂનું અપમાન કર્યું, તે મારા ઘરમાં નહિ, જા–જા–જા.

## પ્રવેશ ૩ જો

**સ્થળઃ**—ચંદ્રમંઝીલ.

**પાત્રોઃ**—ભગીરથ અને વિનયા.

**ભગીરથઃ** કવિ નર્મદાશંકરની કલમ તો અજબ શક્તિ પેદા કરે છે. જે વિષય એમણે હાથમાં લીધો તેને કેવો રસમય બનાવી મુકે છે! એમની કલમ લેખમાં જીવન રેડે છે, અને તેની અસર વાંચનારા ઉપર થાય છે જ. નર્મદાશંકરનું જુનું નર્મગદ્ય મારા વાંચવામાં આવ્યું, ત્યારેજ મેં એમના લેખની ખૂબી જાણી. વિનયા, આજેજ આપણે જે નિબંધ વાંચ્યો તેમાંજ કેટલું રહસ્ય એમણે રેડયું છે. ગુજરાતમાં કવિઓ અને લેખકો તો ઘણા છે, પણ નર્મદાશંકરની કલમ તો ગુર્જર સાહિત્યના સેવા અને ગરવી ગુજરાતનું ગૌરવ છે. કેમ, તને શું લાગે છે વિનયા? તેં ગુર્જર સાહિત્યનાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે. તેં તો વળી મરાઠી અને બંગાળી સાહિત્ય પણ વાંચ્યું છે. હિંદીનો તારો અભ્યાસ પરમ દિવસે આપણે ત્યાં આવેલા પંડિત જવાલાપ્રસાદજી પણ વખાણતા હતા. તેં ઘણું વાંચ્યું છે.

**વિનયાઃ** આ બધાં વખાણ મને ઉત્તેજન આપવાના હેતુથીજ તમે કરો છો એટલે હું સાંભળી લઉં છું. હા, મેં મરાઠી અને બંગા-

ળી કવિઓની પણ કવિતાઓ વાંચી છે. કવિત્વશક્તિ ગુજરાતમાં કંઈ કમ નથી. પણ પરતંત્રતા અને ગુલામીનાં જો કોઈએ વખાણ કર્યાં હોય તો તે મને ગુજરાતી પુસ્તકોમાંથીજ મળ્યાં. દેશની ધૂળધાણી અને રાખપાણી કરનારાઓનાં સ્તોત્રો જો કોઈએ ગાયાં હોય તો મને તો ગુજરાતી કવિતાઓમાંજ જડયાં. પછી બીજી ભાષાઓનાં ઘણાં પુસ્તકો મારા વાંચવામાં ન આવ્યાં હોય તેથી પણ હોય. બાળકોનાં કુમળાં હૃદય ઉપર ગુલામીની છાપ પાડનારી કવિતાઓ ગુજરાતી સાહિત્યમાં-થી મને જડી આવી. કવિ નર્મદાશંકરની કલમ ગુજરાતને ચઢાવે છે. એમણે ગુલામીનાં ખોટાં વખાણ ન કર્યાં. પરતંત્રતાની ધુંસરીમાં આ-નંદ માનવા લોકોને ઉપદેશ ન કર્યો. તેથી એ લક્ષ્મીના દુશ્મન મરતાં સુધી રહ્યા.

**ભગીરથ:** વિનયા, તેં પણ કવિઓ ઉપર ઠીક સપાટો લગા-વ્યો. પણ ગઈકાલનો નર્મદાશંકરનો નિબંધ તને કેવો લાગ્યો? મને તો એ બહુજ અસરકારક લાગ્યો. ( મનમાં ) અરે, હું કેવો મૂર્ખ ! મને ભાન પણ ન રહ્યું કે હું કોની આગળ બોલું છું. વિધવા વિચાર સંબંધી વિવેચન હું એક બિચારી બાળવિધવા સમક્ષ કરૂં છું, તેનું તો મને ભાનજ ન રહ્યું. એ બિચારી શું ઉત્તર આપે? શરમાય છે. કેવી ગંભીર ભૂલ ! ( વિનયાને ) વિનયા, ચંદ્રકાન્તને આવવાનો વખત થયો છે, ખરો ? આજે આપણે ખૂબ વાતો કરી. વાતોમાં ને વાતોમાં બે કલાક વહી ગયા. મને લાગે છે, વખત ઘણો થયો છે. હવે આપણે વાચન અને વિવેચન બંધ કરીએ.

**વિનયા:** ( સ્હેજ હસીને.) ઠીક, તમારી મરજી. આજે વિવેચન બંધ કરીએ, કાલ ઉપર રાખીશું. પણ ભગીરથ, મારે તમને એક સવાલ પુછવો છે. મારી શંકાનું સમાધાન તમારાથીજ થશે. બીજું કોઇ એનું સમાધાન કરે એમ નથી. આ પ્રશ્ન પુછવાનો વિચાર ઘણા દિવસથી છે. પુછવાનું કેટલીએ ફેરા જીભ ઉપર આવ્યું, પણ મેં ન પુછ્યું. પુછું કે આજે તમને ?

**ભગીરથ:** સુખેથી પુછ. શંકા પુછવામાં શું કામ સંકોચાય છે? મારાથી સમાધાન થાય એમ તને ખાત્રી છે તો આજ સુધી કેમ શંકામાં ને શંકામાં તું રહી? પુછ તારે શું પુછવું છે તે?

**વિનયા:** ભગીરથ, આપણો ઘણા દિવસનો ઘાડો પરિચય છે. વિનયભંગ થાય તો ક્ષમા કરો. રમણભાઇની સ્થિતિ તરફ નજર કરૂં છું ત્યારે મને આ પ્રશ્ન પુછવાનું મન થાય છે. પુછું ત્યારે? મારે માટે માઠું નહિ લગાડતા હોં......

**ભગીરથ:** ના, ના, એમાં માઠું શું લગાડવાનું? તું ગમે તે પુછ.

**વિનયા:** ભગીરથ, મદ્યપાનનું વ્યસન છુટવું શક્ય છે? એ છુટી શકે ખરૂં?

**ભગીરથ:** એનું સમાધાન હું શબ્દોથી નહિ કરૂં, મનેજ જુવો અને સમજો. હું પણ એક વખત મદ્યપી હતો, દારૂડીઓ હતો. પણ ચંદ્રકાન્તે મને સુધાર્યો. મેં નિશ્ચય કર્યો, અને દારૂ છુટ્યો. મારૂં મન મક્કમ હતું તેથી વ્યસન છુટી શક્યું.

**વિનયા:** છોડ્યા પછી તમને કોઇ દિવસે દારૂની તલપ નથી આવી? કોઇ દિવસ દારૂની યાદ નથી આવી?

**ભગીરથ:** ના, મને સ્વપ્નમાં પણ દારૂની યાદ નથી આવી. વિનયા, આ બધું મનની શક્તિ ઉપર આધાર રાખે છે. ગમે તેટલો દુરાચરણી હોય પણ જેનું મનોબળ મજબૂત હોય છે તે મનથી સુધરે તો પછી બગડવાનો નહિ. વ્યસન છાતી ઉપર ચઢી બેસે છે. સદાચરણી પણ નબળા મનના માણસને બગડતાં વાર નથી લાગતી. પણ મક્કમ મનનો દુરાચારી જો અમુક ચીજ નહિ કરવાનું મનમાં લે તો પછી એને પતિત કરવાના ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તો પણ તે પતિત થતો નથી.

**વિનયા:** ભગીરથ, તમે કહો છો એ વાત મને સત્ય લાગે છે. બધું મનોબળ ઉપરજ આધાર રાખે છે. ઘણા સદાચરણી અને વખણાતા

નેતાઓ સ્વાર્થત્યાગ કરી દેશકાર્ય કરે છે, પણ ચ્હાની તલપ તે નથી જીતી શકતા. ઘણા આગેવાનો-સ્વાર્થત્યાગીઓ દેશમાટે જાત હોમવા તૈયાર થયા છે પણ બીડી અને ચ્હા નહિ પીવાની પ્રતિજ્ઞાઓ વારંવાર કરે છે, અને તોડે છે. બદમાસમાંનો બદમાસ માણસ મનમાં આવે બીડી, દારૂ તાડી અગર ગમે તેવું નાનુંમોટું વ્યસન પ્રતિજ્ઞા લઈ છોડે છે અને પ્રતિજ્ઞા પાળે છે. સારા માણસો મન નબળું હોવાથી પતિત થાય છે. અને પ્રતિજ્ઞા તોડ્યા પછી પોતાની નબળાઈ કબૂલ કરી જાણે બધી જવાબદારીમાંથી મુક્ત થયા હોય એમ સમજે છે. ( ચંદ્રકાન્ત આવે છે. )

**ચંદ્રકાન્તઃ** હમણાં બે ત્રણ દિવસથી રમણચંદ્રે તો ઘરમાંજ દારૂનું પીઠું જમાવી દીધું છે. વિનયા, મને તો તેં વાત પણ ના કરી? હમણાં કમળા મને મળી હતી. તેણે મને બધી વાત કરી. આ સંબંધમાં રમણચંદ્રને સમજાવવા હું ગયો હતો. પણ એ તો મારી વાત કાને ધરતોજ નથી. ભગીરથ! વિનયચંદ્રને અને બાબાસાહેબને હમણાંજ એક તાર મોકલ કે તુરત અહીં આવે. એમના કહેવાથી વળી કંઈ સુધરી જાય તો ઠીક. હવે બીજી તો કંઈ આશા નથી. મેં સર્વ પ્રયત્નો કરી જોયા. બધા રસ્તા અજમાવ્યા, હવે આ છેલ્લો બાકી છે. વિનયા, તું હમણાંજ ઘેર જા. કમળા તમારે ત્યાં બેઠી હશે તેને ત્યાંજ રાખો લો. બિચારીને બ્રમણે કાઢી મુકી છે. જો તમારે ત્યાં રહેવાની એની મરજી ન હોય તો તેને અહીં મોકલી દે. જા, જલદી જા, નહિ તો બિચારી નકામી મુંઝાશે.

**વિનયાઃ** હા, હું આ ચાલી. ( જાય છે. )

**ભગીરથઃ** તાર હમણાંજ કરૂં કે થોડીવાર પછી કરૂં તો ચાલશે?

**ચંદ્રકાન્તઃ** પછી કરજો. ભલે પછી કરજો, તોપણ ચાલશે.

**ભગીરથઃ** ભાઇસાહેબ, ત્યારે તો ગઈ કાલનું વિવેચન આપણે આગળ ચલાવીએ. કાલે અધવચમાંજ આપ ઉઠી ગયા. મઇ

કાલની વાતોએ તો મને આખી રાત ઉંઘ નથી આવવા દીધી. એ વાતો મગજમાંને મગજમાં ઘુમ્યાંજ કરતી હતી. લોકકલ્યાણની અને દેશભક્તિની વાતો આપે કહી; પણ લોકકલ્યાણનો માર્ગ આપે ગઇ કાલે નથી કહ્યો, ત્યાંથી આપણું વિવેચન બાકી રહ્યું. હવે આજે મને લોકકલ્યાણના માર્ગ સમજાવો.

**ચંદ્રકાન્તઃ** ભાઇ ભગીરથ, હાલમાં હિંદુસ્થાનનો સિતારો પાધરો નથી. હિંદીઓ પડતી દશામાં છે. લોક બિચારા ડૂબતા નાવડામાં બેઠેલા છે. કમનશીબ દેશનું, કે હિંદમાં લોકકલ્યાણ માટે કોઇ રાજમાર્ગજ નથી. અનેક રસ્તા છે. રાજદ્વારી હિલચાલની તો ખાસ જરૂરજ છે. સામાજિક સુધારાની ચળવળ સિવાય હવે ચાલે તેમ નથી. ધાર્મિક અને ઔદ્યોગિક હિલચાલ તરફ લોકોનું ધ્યાન હવે ખેંચાયું છે. એક તરફ કેળવણીનો પ્રશ્ન માથું ઉંચું કરી રહ્યો છે. તો બીજી તરફ સ્ત્રીઓની ઉન્નતિનો પ્રશ્ન ઠુંકી રહ્યો છે. અસ્પૃસ્યતાનો સવાલ ગંભીર રૂપ પકડતો જાય છે. જાતિભેદનો સવાલ ઉગ્ર બનવા લાગ્યો છે. આમ અનેક પ્રશ્નો ઉભા થયા છે. અનેક હિલચાલો પેદા થઇ છે. અમુક એક માર્ગ બીજા કરતાં વધારે સુંદર એમ કહેવું, એ તો મોટું સાહસ ખેડવા જેવું છે. કરોડો સંતાનોને ખોળામાં સુવાડી હજારો વરસોના ભાર નીચે દબાતી કચરાતી અમારી ભારતમાતાને ટેકો આપી તેને ટટાર રાખવા માટે ભલે જુદીજુદી દિશામાં પણ દેશનું કામ કરનારી જેટલી વ્યક્તિઓ તૈયાર થાય તેટલાની આ કાળે દેશને જરૂર છે. આ વાત જાહેર જીવનમાં ઝંપલાવવા ઇચ્છા રાખનાર દરેક ઉમેદવારને ખાસ જાણવાની જરૂર છે. પોતાથી જુદી રીતે લોકહિત સાધવાનો પ્રયત્ન જો કોઇ કરે તો તે તરફ સહાનુભૂતિ ન બતાવવી, બીજાના પ્રયત્નો માટે આદર પણ ન બતાવવો, દેશહિતનાં કામ ક્યાં કહેવાં, અને ક્યાં ન કહેવાં, એ બુદ્ધિવાદમાં સ્પર્ધા કરી, એકબીજાને હલકા પાડી નીચે ખેંચવાનો પ્રયત્ન કરવો એ

વિગેરે બાબતોથી આજે અમારી જેટલી અવનતિ થઇ રહી છે તેટલી અવનતિ બીજા કશાથી થઇ નથી. ભગીરથ, હું કંઇ મોટો મહાત્મા નથી. બને તેટલી શાંતિથી અને મગજને સમતોલ રાખીને નિષ્પક્ષપાત નજરથી આવી બધી બાબતો નિહાળું છું, તેથીજ મને તમને હમણાં જણાવ્યું તેમ લાગે છે.

રાજદ્વારી હિલચાલના ચાલકો પોતાની હિલચાલને આગળ ધપાવતી વખતે તે માર્ગે દેશની બિચારી વિધવાઓને કેટલી વખતે અન્યાય થાય છે તેનો વિચાર સરખો પણ નથી કરતા. સમાજ-સુધારાવાળાઓ તો રાંડેલીને માંડેલી બનાવવામાં એટલા મશગુલ બની ગયા છે કે પોતાની માતૃભૂમિની કેવી દુર્દશા ચાલી રહી છે તેનો ખ્યાલ સરખો મગજમાં નથી આણતા. આર્ય ધર્મના અભિમાનીઓ પોતાના ધર્મની ધ્વજા ઉંચે ચઢાવવા માટે અનેક પ્રયત્ન કરી રહ્યા છે. એ ધ્વજા બહુ ઉંચે દેખાય તેથી ધર્માભિમાનના જુસ્સામાં દેશના લગભગ ૬ કરોડ અસ્પૃશ્ય દેશબંધુનાં હાડકાંનો ઢગલો કરી તે ઉપર પગ મુકી નિશાન ઉંચે ચઢાવવાનો વિચાર કરી રહ્યા છે. અંત્યજ ઉદ્ધારકો અને અસ્પૃશ્ય ઉદ્ધારકો અંત્યજ અને અસ્પૃશ્ય જાતિને ઉંચે ચઢાવવાને બદલે બિચારા બ્રાહ્મણવર્ગને નીચે ખેંચી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

હિંદુસ્થાનમાં તો આજે “ બાર ભૈયા અને તેર ચોકા ” એવી દશા થઈ રહી છે. જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ અને પ્રકૃતિ તેટલા મત. વળી મત તેટલા માર્ગ, એવી સ્થિતિ થઈ છે. “ **त्रिसप्त-कोटिकंठकलकल निनादकराले** ” આટલી બધી બૂમો અને કલ્લોલના અવાજમાં હે માતા ! તારો અમુક સંદેશો શી રીતે સાંભળી શકીએ ? ભગીરથ, હાલના સંજોગો અને સ્થિતિ જોતાં મને તો તારે માટે લોકશિક્ષણનો માર્ગજ વધારે અનુકૂળ લાગે છે. ભારતમાતાનું ભવિષ્ય ચળકાવનારા, માર્ગ બતાવનારા મહાત્માઓ

હિંદમા અવતર્યા છે પણ જનની જન્મભૂમિની ગુલામીની સાંકળ તોડનારો અવતાર હજુ થવાનો બાકી છે, એમ મને લાગે છે. વખતે થઇ પણ ગયો હોય. ઉદ્ધાર કરવા માટે અવતરેલો અવતારી પુરુષ પોતાનું કામ તો કરશેજ પણ ઉન્નતિના અનેક રસ્તાઓ છે. તેમાંથી દરેક પોતાને પસંદ પડેલો રસ્તો ચોખ્ખો અને સીધો બનાવી દે તો ઉન્નતિ અને ઉત્કર્ષ જલદીથી નજીક આવે.

ભગીરથ, આજે આપણને બીજાં ઘણાં કામ છે, એટલે લોક-શિક્ષણની બાબતમાં હું ફરી કોઇ દિવસ કહીશ. હમણાં તો મારૂં ચિત્ત રમણચંદ્રના કમનશીબમાં ગુંચવાયું છે. લેને, વિજયચંદ્ર ઉપર હું આ તાર લખી આપું તે તું કરી આવને.

**ભગીરથ:** હા, આપો. હું જાઉં છું.

( બંને જાય છે. )

## પ્રવેશ ચોથો

**સ્થળઃ**—રમાવિલાસ.

**પાત્રોઃ**—રમણચંદ્ર, ભ્રમણ, વિનયા, રમા વગેરે.

**ભ્રમણ:** સાહેબ, કહેવાનું તો ઘણુંએ છે પણ જીભ નથી ઉપડતી. હું તો તદ્દન મૂઢજ બની ગયો હતો. મને તો લાગ્યું કે હું નજરે શું જોઈ રહ્યો છું! કેટલીક વાર સુધી તો મને સ્વપ્ના જેવુંજ લાગ્યું. જગતમાં કનક અને કાન્તા દેખી ન ચળે એજ ખરો વીર. મને તો તેજ દિવસથી ખાત્રી થઈ કે દુનીઆ તો વિશ્વાસઘાતી છે. બીજાને વિશ્વાસે કનક મુકાય પણ કાન્તા તો નજ મુકાય. શિવ! શિવ! સાહેબ, મને તો લાગ્યું કે આવું જોવા કરતાં ઇશ્વરે મને અંધાપો આપ્યો હોત તો ઠીક થાત.

**રમણચંદ્ર:** દોસ્ત, એવું તો તેં શું જોયું? મારાથી વળી છાનું હોય? ભ્રમણ, મારાથી છુપી વાત તારા હ્રદયમાં રહી શકે ખરી કે? તું એવી વાત જોઈ શક્યો તો કહી કેમ નથી શકતો?

**ભ્રમણ:** સાહેબ, આંખો કરતાં જીભ વધારે શરમાળ હોય છે, અને તેથીજ કેટલીક વખતે શરમને લીધે જીભ બોલવાની ના પાડે છે ત્યારે માણુસો આંખોથી વાતો કરે છે. સાહેબ, એ દેખાવ તો

અચાનક નજરે પડી ગયો. જોયા પછી તો મને અતિ દુઃખ થયું. મનમાં ને મનમાં મુંઝાઇને બેસી રહ્યો. અમારાથી બીજું શું થાય ? સાહેબ, લો આ પ્યાલો. પછી નીરાંતે વાતો કરીશું. ( દારૂનો પ્યાલો આપે છે. )

**રમણચંદ્ર:** યાર, આજે તો તું મને વધારે આગ્રહ ન કરતો. આજે તો ફક્ત આ એકજ પ્યાલો હોં. ( પીએ છે. ) તારા જેવો નિમકહલાલ દોસ્ત મને શરૂઆતથી ન મળ્યો. મારા પૂર્વ જન્મનાં પાપ એટલે એ ધોવાયા પછી પુણ્ય પ્રગટયું અને આપણી જોડી બંધાઇ. પણ યાર, પેલી વાત તો મને કહે. જાની દોસ્ત બન્યા પછી શરમ અને આંચકો શો ? એ તો સ્નેહમાં ખામી. સ્નેહીથી છુપું રાખવું એ સ્નેહમાં કચાશ છે.

**ભ્રમણ:** ઠીક સાહેબ, કહું છું. પણ મારી વતીનો હવે આ એકજ પ્યાલો, વધારે નહિ. આ આટલો લો એટલે આપને કહું.

**રમણચંદ્ર:** ભ્રમણ, તારો પ્રેમ કંઇ અજબ છે. ના પાડું તો તને માઠું લાગશે. હશે, લાવ ત્યારે, તારી ખાતર આ એકજ પ્યાલો. ( પીએ છે. ) ભ્રમણ, બોલ હવે શું કહેતો હતો તે.

**ભ્રમણ:** સાહેબ, આ ઘરમાં હવે આપનું માન ઉતર્યું. આપની કિંમત તદ્દન ઉતરી છે. મોતીનું પાણી તદ્દન ઉતરી ગયું છે. આપની દરકાર કોણ રાખે છે ? આપનું કોઇ માનતું એ નથી. આપના ઘરમાં ચલણ તો હાલમાં ચંદ્રકાન્તનું છે. એ કહે તે પૂર્વ દિશા છે. સાહેબ, આ તો શરૂઆત છે. હજુ બાજી હાથમાંથી છટકી નથી. જો શરૂઆતમાંજ ચેતી જશો તો જીતશો, નહિ તો પાછળથી પસ્તાવું પડશે. સાહેબ ચેતો–હજુ ચેતો–સમજ્યા ?

**રમણચંદ્ર:** ( દારૂ ચઢે છે. ઝોકાં ખાય છે. ) ભ્રમણ, તું હજુ મને સાહેબ કહે છે ? યાર, હું તારો સાહેબ છું ? દોસ્ત, આપણે તો

એકબીજાના જાની દોસ્ત. હવે તું મને સાહેબ કહીશ તો મને દુઃખ થશે. જો તું મને સાહેબ કહીશ તો મને પ્રેમથી રમણ કોણ કહેશે? મને રમણ કહીને બોલાવ. હવે આજથી ભૂલેચૂકે મને સાહેબ નહિ કહેતો હોં. તું ભ્રમણ અને હું રમણ. આપણી જોડી કેવી શોભે છે. ( બકવા લાગે છે. ) તું...મારો ભ્ર...મણ છે. હું તારો રમણ છું. લાવ એક પ્યાલો. યાર, તું મને આજથી રમણ કહીશને?

**ભ્રમણ**: સાહેબ, આપ મોટા માણસ છો. અમે ગરીબ માણસ. હું શી રીતે આપને રમણ કહું? અમે તો આપને માટે અમારા પ્રાણ પાથરવા તૈયાર, વખત આવ્યે આપને માટે જાન હાજર કરવા તૈયાર છીએ, તો પણ મને ઘરમાં આવવાની મનાઇ! સાહેબ, શું કહીએ? એક વખત જો કોઇ મારૂં જરા અપમાન કરે તો તેના ઘર તરફ નજર સરખી પણ ન કરૂં એવો હું માણસ છું. સમજ્યા સાહેબ? પણ આપના પ્રેમથી ખેંચાઇને, આપના જીવની ખાતર ગાળો અને અપમાન સહન કરીને આપને ત્યાં આવ્યો છું.

**રમણચંદ્ર**: શું મારા ઘરમાં તને મનાઈ? તારૂં અપમાન!!

**ભ્રમણ**: સાહેબ આપનું શું છે? આપનું તો કંઈ નથી અને કોઈ નથી. બધું ચંદ્રકાન્તનું છે. હું ક્યારનો નથી કહેતો. બાકી સાંભળો તો આપનો તો મિજાજ જ ખસી જશે. એ ચંદ્રકાન્ત તો આપના ઘરનો માલિક છે, માલિક. આપ શાણા છો, સાનમાં સમજી જાઓ. ચંદ્રકાન્તને તમે તમારો દોસ્ત કહેતા હતા ને?

**રમણચંદ્ર**: ભ્રમણ, એ તો બધા અણસમજના સંબંધો. યાર, તારા સિવાય મારો દુનિયામાં બીજો દોસ્ત નથી. એ ચંદ્રકાન્તની મને જરાએ દરકાર નથી. મને એની શી પરવા છે? એની મારા ઘરમાં શી કિંમત છે?

**ભ્રમણ**: સાહેબ, તમને એમની કિંમત ભલે ન હોય, પણ રમાબાને તો એમનીજ કિંમત છે. એ તો એમના સિવાય બીજા કોઇને

દેખતાંજ નથી. જો ઘરમાં આપનું ચલણ હોય તો મને આવવાની મનાઇ હોય ? સાહેબ ! મને ચંદ્રકાન્તે ઘરમાં આવવાની મનાઇ કરી.

**રમણચંદ્ર**: એ કોણ ? ઘર મારૂં છે. એનું તું શું કામ માને છે ?

**ભ્રમણ**: સાહેબ, ન માનીને શું કરૂં ? રમાબાતો એમને ખોએ પાણી પીએ છે. વિનયાબ્હેન પણ એમને અનુકૂળ છે. સાહેબ, આપના જીવને આરામ આપવા હું આવું છું, તેથી મારા ઉપર આટલો બધો ગજબ. અને આપના ઉપર પણ ગજબ આજે થવાના છે. એ બધાં એક થઇ ગયાં છે અને બધાંએ મળી વિજયચંદ્રને તાર કર્યો છે. એ આજે આવનાર છે, અને મને ધક્કા મારી આપની પાસેથી કાઢી મુકનાર છે. આપને ગાંડાની ઇસ્પિતાલમાં મુકવાના ઘાટ ઘડી રહ્યા છે. આ બાજી સર થાય કે પછી રમાબા—અને ચંદ્રકાન્ત......નથી કહેતો. પાપ એની મેળે ફૂટશે. સાહેબ, મારી દશા તો ધોબીના કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો એવી થઇ છે. સાહેબ, મને ધક્કા મારીને ઘરમાંથી કાઢી મુકવાનું એમણે નક્કી કર્યું છે.

**રમણચંદ્ર**: યાર, તું શું કામ ગભરાય છે ? હું એમના કોઇના બાપને ગાંઠું એવો નથી. ચંદ્રકાન્ત, વિજયચંદ્ર. રમા, વિનયા સઘળાં લુચ્ચાં છે, ચોર છે, હરામખોર છે. તું જો તો ખરો હવે કેવી ઉડે છે તે. એક એકને લાત મારી ઘરમાંથી બહાર કાઢી મુકું છું.

**ભ્રમણ**: સાહેબ, આપના મ્હોંનું જોર નથી ચાલવાનું. એમનો સંપ આપને ખેંચી જશે. વિજયચંદ્ર તો વળી આપની બહુજ નિંદા કરે છે. એ તો કહે છે કે પૈસા તો હું આપું છું બધા, અને ઘર પણ મારૂં છે. જો નહિ માને તો એ તો કહેતા હતા કે આપને પણ રોકડું પરખાવવાના છે.

**રમણચંદ્ર**: ભ્રમણ, શું એ વિજયચંદ્ર પૈસાથી ફાટ્યો છે ? મને કોઇની પરવા નથી. હું તો જ્યાં લાત મારીશ ત્યાં પાણી કાઢીશ.

શું હું નામર્દ છું? મને પૈસાથી ડરાવનાર એ મૂર્ખાને તો હું લાત મારીને ઘરમાંથી કાઢી મુકીશ. તને કોણ સતાવે છે હું જોઉં તો ખરો! ભ્રમણ, હવે જરા લહેજ્જત પડે છે. લાવ, એક પ્યાલો આપ.

**ભ્રમણ:** સાહેબ, રમાબા આવે છે, હું તો નહિ આપું. એ જોશે તો મારી ધૂળ કાઢશે સાહેબ. સમજ્યા? હું ગરીબ નાહક માર્યો જઇશ.

( રમા અને વિનયા આવે છે. )

**રમણચંદ્ર:** ભ્રમણ, યાર, તારે તો મારૂં માનવુંજ જોઇએ. તું શું કામ ડરે છે? હું તને કહું છું, એક પ્યાલો દારૂનો મારે માટે ભરી લાવ. જલદી કર–લાવ–ઝટ કર.

( ભ્રમણ પ્યાલો ભરીને આપે છે. )

**રમા:** ભ્રમણ, આ શું તમે કરોછો? જરા તો શરમ રાખો. આખા ઘરની ખાનાખરાબી થઈ. મારા સંસારની ધૂળધાણી થઇ. હવે તો જરા વિચાર કરો. ભ્રમણ, આમાં સારૂં નથી. આ તો પડતી-નું પાણી છે.

**રમણચંદ્ર:** બદમાસ, એક અક્ષર ન બોલ. બન્ને ત્યાંજ ઉભાં રહો. ખબરદાર, જો એક ડગલું આગળ આવ્યાં તો. હું આ દારૂ પીઉં છું તે તમે બન્ને હસતે મોઢે જુઓ. ભ્રમણ, બીજો પ્યાલો તું લે. પછી મને આપ.

**વિનયા:** ભ્રમણભાઈ, આટલી ખરાબી કરી તેથી સંતોષ નથી વળ્યો? હજુ શું કરવાની ઇચ્છા છે? અરે! જરા તો પ્રભુની ખાતર વિચાર કરો. આ બહુ ખોટું થાય છે. જરા તો વિચાર કરો. લોકોનાં ઘર ન ભાંગો.

**ભ્રમણ:** સાહેબ, તમારા આગ્રહથી હું આ પ્યાલો તો પીઉં છું, પણ તમારા ઘરનાં બૈરાં મને ગાળો દે છે. આપણે એની ગાળો હવે ખાવાના નથી. ( પીએ છે. )

**રમણચંદ્ર:** રમા–વિનયા...ખબરદાર, જો જરા પણ બોલ્યાં તો. દરેકને ચાર ચાર લાતો મારીને ઘરમાંથી કાઢી મુકીશ. (દારૂ ચઢે છે. )

**ભ્રમણ:** સાહેબ, હું તો કોઇના શબ્દો સાંખવાનો નથી. મેં આપને પહેલેથીજ કહ્યું હતું કે આપનું કંઇ ચાલવાનું નથી. મારા ઘરની બૈરી એક શબ્દ મને બોલી તો તેનો ચુડો ભાંગી તેને ઘરમાંથી કાઢી મુકી, ઘરને તાળું મારી ફરૂં છું, પણ ઘરમાં નથી આવવા દેતો. એક શબ્દ માટે પરણેલી બૈરીનો ચુડો ભાંગી તેને કાઢી મુકનાર તે હું. હું કંઇ જેવો તેવો નથી. મને તમે કંઇ લુલીઓજમાલીઓ નહિ સમજતા. સમજ્યા! સાહેબ, તમારૂં ઘરમાં ચલણજ ક્યાં છે? તમને તો એક ગાંડાની માફક ગણી કાઢે છે. હું ગરીબ છું. પણ બૈરી જરા બોલી તો 'બસ, મારા નામનો ચુડો કાઢીને ચાલીજા' એજ અહીં તો વાત.

**રમણચંદ્ર:** ( દારૂમાં બકે છે. ) ભ્રમણ, તું મારો ભાઇ છે. રમાના હાથમાંનો ચુડો ભાંગી નાખ. ભ્રમણ ઉઠ, તને મારા સમ છે. તું મારો વ્હાલો દોસ્ત છે. યાર...તું-રમાના હાથમાંનો ચુડો ભાંગ-ઉઠ. ભાંગ-ભાંગ, ભ્રમણ, ચુડો ભાંગ. ઓ મારા રંગીલા યાર-મારા હૈયાના હાર-તું તો ખરો દિલદાર-ભાંગ ચુડો. રમાનો ચુડો ભાંગ. તું મારો ભાઈ છું, તું મારો બાપ છું, તું મારો સસરો છું, તું મારો દેવ છું, તું તો મારો પરમાત્મા છું-પરમાત્મા-તુંજ મારો દારૂ. ઉઠ પ્યારા, વાર કેમ કરે છે? ઉઠને ઉઠ, ભ્રમણ, ઉઠ, રમાનો ચુડો ભાંગ. વિનયાના માથાનો ચોટલો કાપ. અને પછી મારૂં જનોઈ કાપ-લે...લે...આ કાપી નાંખ. લે આ મારૂં જનોઈ ( આપે છે. ) ભ્રમણ હજુ નથી ઉઠતો?-ઉઠ.

( ભ્રમણ રમાના હાથમાંના ચુડા ખેંચે છે. વિનયા વચ્ચે પડે છે. વિનયાને ધક્કો મારી રમણચંદ્ર દૂર કરે છે. )

**વિનયા:** ભાઇ-ભાઈ! રમણચંદ્ર!! આ શો અવિચાર! આ તમે શું કરો છો!! જરા વિચાર કરો, ભાઇ, જરા વિચાર કરો. આમ તદ્દન છેલ્લે પાટલે જઇને ન બેસો.

**રમા:** ( રડે છે. ) પ્રભુ! મારી આ દશા!! દ્રૌપદીનાં ચીર ખેંચાતાં તું દોડી ગયો. ઓ ભક્તવત્સલ દીનદયાળ પ્રભુ, મારા સૌભાગ્ય-

અલંકારોનું હરણ થાય છે. ઓ દ્વારકાધીશ! દોડ. ભાઈ ચંદ્રકાન્ત, તું મને આ વખતે બચાવ.

**રમણચંદ્ર:** ખબરદાર, જો એક તસુ પણ આગળ વધી તો. ગરદનજ ઉડાવી દઇશ. સમજી ? એ ચંદ્રકાન્તનું–બદમાસનું નામ ઉચ્ચારતી નહિ. એ ચંદ્રકાન્ત તને જોઇએ છે કેમ ?

**ભ્રમણ:** જુઓ સાહેબ સાંભળો. ચંદ્રકાન્તની યાદ આવે છે. આપની સામે ફરિયાદ ચંદ્રકાન્તની પાસે. હવે આપ આપને કાનેજ સાંભળો.

**રમણચંદ્ર:** ભ્રમણ, તું શું જોઈ રહ્યો છું ? તને મેં મારા સમ દીધા છે. ભાંગ આ રમાનો ચુડો ભાંગ. બન્ને હાથના ચુડા ફોડ, લે આ લાકડી, કર ચુડાના કડકા. ( લાકડી ફેંકે છે. )

(ભ્રમણ જોરથી હાથ ખેંચી બંગડીમાં આંગળી નાંખી ખેંચવા જાય છે, એટલામાં ચંદ્રકાન્ત, વિજયચંદ્ર, બાબાસાહેબ વિગેરે પ્રવેશ કરે છે. ચંદ્રકાન્ત એકદમ ભ્રમણને લાત મારી દૂર કરે છે. ભ્રમણ રડે છે.)

**ભ્રમણ:** ( રડવા લાગે છે. ) સાહેબ, મને માર્યો. ચંદ્રકાન્તે મને માર્યો. વિજયચંદ્રે મને લાત મારી. સાહેબ, હું મરી જાઉં છું. રમાબાએ મને માર ખવડાવ્યો છે.

**ચંદ્રકાન્ત:** રમાબ્હેન, આ બદમાસ ભ્રમણ શી રીતે ઘરમાં આવ્યો ? એને ઘરમાં આવવા કોણે દીધો ? આખા સંસારની ખાના–ખરાબી કરનાર આ બદમાસ છે. ( બીજી લાત મારે છે. )

**રમણચંદ્ર:** તું શી રીતે આવ્યો મારા ઘરમાં ચંદ્રકાન્ત બદ-માસ ? મારા ઘરમાંથી નીકળી જા. વિજયચંદ્ર, તું પણ જા. ભ્રમણ, આ ડોસાને માર એક લાત. લગાવ, લાત લગાવ. ભ્રમણ, દરેકને એક એક લાત માર. લુચ્ચાઓ, હરામખોરો, મારા ઘરમાં કેમ આવ્યા છો !

**વિજયચંદ્ર:** રમણચંદ્રભાઈ, આ તમે શું માંડયું છે? જરા તો વિચાર કરો.

**રમણચંદ્ર:** ચાલો મારા ઘરમાંથી બહાર નીકળો. ચંદ્રકાન્ત, તું મારા ઘરમાં બદમાસી કરે છે કેમ? નીકળ લુચ્ચા, નીકળ મારા ઘરમાંથી.

**ભ્રમણ:** સાહેબ, હું ક્યારનું કહેવાનું કરતો હતો તે એજ. આપની સનદ જે દિવસે ગઈ તે દિવસે આ ચંદ્રકાન્ત રમાબાને ભેટી પડયા હતા, અને...

**વિજયચંદ્ર:** બદમાસ, એક અક્ષર બોલીશ તો જીભ કાપી નાંખીશ, સમજ્યો.

**ભ્રમણ:** સાહેબ, જુઓને આ બધા મળીને મને મારવાનું કરે છે. મેં આ જોયું હતું અને તમને કહીશ તેથી મને ઘરમાં આવતો અટકાવ્યો હતો. સાહેબ મને મારે છે.

**રમણચંદ્ર:** ( દારૂમાં બકે છે. ) ચંદ્રકાન્ત, ચાલ્યો જા. વિજયચંદ્ર, તું પણ નીકળી જા. એ ડોસા તું જા, નહિ તો તારાં હાડકાં રંગાવીશ.

**વિજયચંદ્ર:** થયું, હવે તો હદ વટાવી ગયા. હવે અહીં થોભવામાં માલ નથી. ચંદ્રકાન્ત, ચાલ. અહીં હવે ઉભા રહેવામાં ડહાપણ નથા. રમાબ્હેન, હવે આ ઘરમાં રહેવું એ તો જીવનો નર્કવાસ ભોગવવા જેવું છે.

**ભ્રમણ:** સાહેબ, સાહેબ, ( રમણચંદ્રને હલાવે છે. ) જુઓ, આ તમારા ઘરને નર્કવાસ કહે છે, નર્કવાસ. આ પૈસો બોલે છે, સમજ્યા?

**રમણચંદ્ર:** ઠીક છે. બોલવા દે એમને, મને કોઇની પરવા નથી. રમા, તું જા; વિનિયા, તું જા; તમે બધાં જતાં રહો. મને કોઇની જરૂર નથી. મારૂં ઘર ખાલી કરો. ઉઠો—જાઓ.

**વિજયચંદ્રઃ** બ્હેન રમા, ઉઠ આ ઘરમાં હવે પાણી પીવા માટે પણ થોભતી નહિ. ઉઠ, હવે ચાલ.

**રમાઃ** (મનમાં) મારી તો ખરી કસોટી પ્રભુએ શરૂ કરી છે. શું આવી સ્થિતિમાં મારાથી ઘર છોડીને જવાય? એમને સુખે સુખ અને એમને દુઃખે દુઃખ એવા તો મેં સોગન લીધા છે. હવે મારાથી જવાય કેમ? એમના સુખમાં હું ભાગીદાર બની મેં એમની સાથે સુખ ભોગવ્યું. હવે દુઃખ ભોગવવાનો વારો આવ્યો એટલે શું મારે ઘર છોડવું? પતિને દુઃખમાં મુકી પલાયન કરવું એ તો કુલટાનું કામ છે. નહિ, મારાથી તો એ નજ બને. જેમના પ્રતાપે સુખ ભોગવ્યું તેમના પ્રતાપે દુઃખ ભોગવવાનું આવે ત્યારે નાસી જનાર સ્ત્રી ખાનદાનનું ફરજંદ ન ગણાય. મારો દેશ પાતિવ્રત્યને માટે પ્રસિદ્ધ છે. મારાથી એ પ્રસિદ્ધિને ઝાંખપ તો નજ લગાડાય. (વિચાર કરે છે.) થયો......... નિશ્ચય થયો. મરણ મળે તો પણ શું થયું. પ્રાણપતિનાં પગલાં આગળ મરણ એજ અમને સ્ત્રીઓને કૈલાસવાસ છે.

**વિજયચંદ્રઃ** બ્હેન રમા, શો વિચાર કરે છે? તું ચિંતા ન કર, ઉઠ, ઘર છોડ. હવે વિચાર કરવા જેવું શું રાખ્યું છે?

**રમાઃ** ભાઇ, આ ઘરમાંથી મને ક્યાં જવાનું કહો છો? હું ક્યાં જાઉં?

**વિજયચંદ્રઃ** બહાર ગમે ત્યાં. આ નર્કવાસની બહાર કોઇ-પણ ઠેકાણે.

**રમાઃ** ભાઇ આ નર્ક? જ્યાં આ પુણ્યપગલાંનો વાસ છે તે નર્ક? ભાઇ, તું ભણેલો, ડાહ્યો, વિચારશીલ અને ઠરેલ કહેવડાવું છું અને આ શું બોલે છે? અરે! જ્યાં આ પુણ્યપગલાં હશે ત્યાંજ મારૂં સ્વર્ગ, ત્યાંજ મારૂં વૈકુંઠ, અને ત્યાંજ મારો કૈલાસ. આ દેવ-પગલાં વગર મારે કોઇપણ ઠેકાણે, ભલે તે મોટા રાજમહેલમાં અગર ઇંદ્રપુરીમાં રહેવાનું થાય તો પણ મને તો તે નર્ક સમાનજ છે.

આ મારા દેવ જ્યાં વસે તેજ મારે તો દેવદ્વાર અને મંદિર છે. ચૌદ ચોકડીના રાજ્યમાં રાણી રહેવા કરતાં દુર્દૈવની દાસી થઈને પતિનાં પગલાં આગળ દુઃખમાં દિવસ કાઢવા એજ મને ગમે, એજ મારો ધર્મ છે. બાઇ, આ પવિત્ર પગલાંમાંજ મારૂં સર્વસ્વ છે. આ પગલાંની પૂજા કરીને મારૂં આખું આયુષ્ય દુઃખમાં ગાળવામાંજ મારૂં સુખ છે.

( રમણચંદ્રના પગ ઉપર માથું મૂકે છે. રમણચંદ્ર તેને લાત મારે છે. )

**રમણચંદ્ર:** આમ લાત મારીને તને ઉડાવી દઈશ.

**વિજયચંદ્ર:** બ્હેન રમા, તું ડાહી છે. તને બીજું અમે શું કહીએ? તું મારી સાથે ચાલ. મારે ત્યાં તને દુઃખ નહિ પડવા દઉં, સમજી?

**રમા:** બાઈ, એ તો તમારા મનની મોટાઇ છે. પણ બાઈ

સાસરની તો ઝુંપડી સત્તાની કહેવાય,
પાલખી પિયેરની બૂરી જેમાં સુખ ન થાય.

બાઈ, જ્યાં આ પગલાં ત્યાંજ રમાં. એતો નક્કી થઈ ચુક્યું છે. એમાં મિનમેખ ફરક પડવાનો નથી.

**વિજયચંદ્ર:** રમા, હજી તને કહું છું, તું આ પગલાંનો મોહ છોડ. મારૂં માન, હું તારો દુશ્મન નથી.

**રમા:** બાઇ, એ મોહ તો કેમ છોડાય! આ પગલાંમાંજ મારૂં આયુષ્ય છે. આ પગલાંમાંજ મારો જીવ છે. આ પગલાંમાંજ મારૂં સર્વસ્વ છે. ( રમણચંદ્રને ) આપે મને લાત મારી પણ હું તો તેમાં ચરણસ્પર્શ થવાનું પુણ્ય માની આનંદ માનું છું. મને આપથી દૂર ન કરો. હું આ પગલાં મૂકી દૂર નથી જવાની. મારો જીવ આ પગલાં પાસેજ રહેશે અને જશે. આપ કહેશો તેવી રીતે રહેવા હું કબૂલ છું. મારા ઉપર દયા કરો.

**રમણચંદ્ર:** જો તારે અહીં રહેવું હોય તો આ બધા હરામખોરોનું નામ પણ દેતી નહિ. એમનું મ્હોં પણ જોતી નહિ. આ

લુચ્ચાઓની પાસેથી એક પૈસો પણ મારા ઘરમાં લાવવાનો નથી. એ બધું જો તને કબૂલ હોય તો તું મારી સાથે રહે. હું મારા મનમાં આવશે તેમ વર્તીશ. સમજી ?

**ભ્રમણ**: સાહેબ, શાબાસ ! ભલે શાબાસ ! ખૂબ કરી. ( ધીમે રમણચંદ્રના કાનમાં ) પણ જરા કાચું રાખ્યું છે. રમાબા પાસે સોગન લેવડાવો, સાહેબ.

**રમણચંદ્ર**: તને મારૂં કહેવું કબૂલ છે. ? કબૂલ હોયતો સોગન લે.

**ભ્રમણ**: ( કાનમાં ) સાહેબ, એ તો ચંદ્રકાન્તની સાથે સલાહ કર્યા સિવાય જવાબ નહિ દે. જલદી જવાબ લો.

**રમણચંદ્ર**: સોગન લેવા હોય તો રહો, નહિ તો ઘર છોડો. જલદી કર, વાર કરીશ તો નહિ ચાલે.

**રમા**: આપને જેમાં સુખ થશે તેવી રીતે હું વર્તીશ; અને પ્રતિજ્ઞા લીધાથી જો આપને સુખ હોય તો હું પ્રતિજ્ઞા લઉં છું કે આ જીંદગીમાં હું દુઃખ વેઠીશ, અડચણ સહન કરીશ, મહેનતમજૂરી કરીશ; પણ બીજાની એક કોડી સરખી હું આ ઘરમાં નહિ લાવું. આપને જો આથી આનંદ છે તો આખા જગતનો પૈસો, દોલત, ધન મને આજથી શિવનિર્માલ્ય છે.

**બાપાસાહેબ**: ( આંખમાં આંસુ સાથે ) બેટા રમા, આ કેવી કડક પ્રતિજ્ઞા ! બહુ આકરા સોગન તેં લીધા.

**વિજયચંદ્ર**: બ્હેન, તું કંઈ ઘેલી તો નથી થઇ ? રોજ અન્નને અભાવે ફાકા પડવાની દશા છે, ત્યાં આવા સોગન તેં કેમ લીધા ? કુબેર જેવો ધનાઢ્ય તારો બાપ, મારા જેવો તારા મ્હોંમાંથી પડતા બોલ ઝીલનારો તારો ભાઈ, એવા હોવા છતાં તું એક દગલબાજ દારૂડીઆની............

**રમા**: જુઓ, આવા શબ્દો મારા સાંભળતાં તો હું તમને નહિ ઉચ્ચારવા દઉં. આવું અપમાનકારક હું તમને કેમ બોલવા

દઉં ? આવા શબ્દો મૂંગે મોઢે સાંભળવા એ પ્રતિવ્રતાને ન શોભે. હવે આપ સીધાવો. બાપ, ભાઈ, મામા, માસી, મારૂં આ જગતમાં કોઈ નથી. પતિવ્રતાને એક સિવાય બીજું સગું જ હોતું નથી. તે બાપની છોકરી નથી. તે ભાઈની બ્હેન નથી, તે છોકરાની મા નથી. તે તો ફક્ત પ્રભુએ કરેલા, અને વિધિએ આપેલા પતિની પત્નિ છે. બાપા! જે દિવસ મારૂં લગ્ન થયું તેજ દિવસે તમારી આ છોકરી મરી ગઈ. છોકરીના લગ્નનો સમારંભ માબાપને આનંદ આપે છે, પણ છોકરીના માબાપે તો તે છોકરીની મરણ પછીની ઉત્તરક્રિયાજ સમજવી જોઇએ. જ્યારે કન્યાદાન વખતે આ પવિત્ર હાથ ઉપર આપે પાણી મૂક્યું તેજ વખતે આપે મારૂં શ્રાદ્ધ સરાવ્યું. કન્યાદાનનું પાણી એ છોકરીને નામે તિલાંજલિજ સમજવી.

**રમણચંદ:** હજુ આ હરામખોરો કેમ ઉભા છે? એ બધાને કાઢી મુક.

**રમા:** ભાઈ, બાપા, ચંદ્રકાન્ત તમે બધાએ સાંભળ્યુંને મને કેવી આજ્ઞા થઈ તે? મારે માટેની માયામમતા છોડીને તમે બધા આવ્યાછો તેવાજ પાછાં ફરો. તમને બધાને જવાનું કહેતાં, આ અવિવેક કરતાં મને દુઃખ થાય છે, પણ શું કરૂં, મારો ધર્મ મારે બજાવવોજ જોઇએ. વિનયાબ્હેન, તમને મારી હાથ જોડીને વિનંતિ છે કે તમે હવે આ ઘરમાં નહિ રહેતાં. તમે જવાની ના પાડતા નહિ. તમને મારા સમ છે. ચંદ્રકાન્તભાઈ તમને એમની ગરજ નહિ ભાસવાદે. ઘરમાં આવો પ્રકાર શરૂ થયા પછી તમારા જેવાની ઇજ્જત સાચવવી એ બહુ કઠણ કામ છે

**વિનયા:** ભાભી, મારી આબરૂની વાત કરો છો પણ તમારૂં શું?

**રમા:** આ પવિત્ર વૃક્ષની શીતળ છાયા હોય ત્યાં મારી ઇજ્જત સહિસલામત છે. સમજ્યાં?

**રમણચંદ્ર:** હજુ કેમ કોઇ ગયું નથી? કેમ જતાં નથી? કેમ ઉભા છે?

**રમા:** તમને બધાને મારા સમ છે. હવે મારી માયા છોડી તમે જાઓ. આજે આ તમારી લાડકી રમા મરી ગઈ એમ સમજી તેને નામે સ્નાન કરજો.

(બધાં આંખમાંથી આંસુ ગાળતાં જાય છે.)

**રમણચંદ્ર:** કેમ ભ્રમણ, હવે તને કોણ સતાવશે?

**ભ્રમણ:** આપે તો ખૂબ કરા, શાબાસ, સ્નેહ એનું નામ.

**રમણચંદ્ર:** ચાલ, ત્યારે લાવ હવે એક પ્યાલો.

**ભ્રમણ:** સાહેબ, હવે નથી વધારે. આ એકજ પ્યાલો છે (આપે છે.)

**રમણચંદ્ર:** લાવ એ, રમાના દેખતાં આ એકજ પ્યાલો...... એકજ પ્યાલો.........એકજ પ્યાલો......

(પડદો પડે છે.)

## પ્રવેશ ૫ મો

**સ્થળઃ**—કલાલરોડ.

**પાત્રોઃ**—સ્વયંસેવક, રસિક, બાવો વગેરે.

**રસિકઃ** ( પીઠા ઉપર પહેરો ભરવા જતાં રસ્તામાં નિશ્વાસ મુકી ) હર, હર, હિંદુસ્તાનમાં ચારે તરફ દુકાળ દુકાળ થઈ રહ્યો છે. દુકાળીઆઓ ટપોટપ પ્રાણ છોડે છે. જે હિંદુસ્તાને પોતાના પુત્રોને સુખમાં ઉછેરી પારકાઓને પણ જમાડયા, જે હિંદુસ્તાને જગપ્રસિદ્ધ પ્રતાપી પુરૂષો, શૂરવીર યોદ્ધાઓ, રણધીર લડવૈયાઓ, ગોપાલક રાજાઓ અને ચતુર મંત્રીઓને જન્મ આપ્યા છે તેજ હિંદુસ્તાન આજે ધર્મહીણ, નિંદક, નીચ, નિવીર્ય પ્રજાથીજ ભરપૂર થઇ રહ્યો છે. દુકાળીઆઓની સ્થિતિનો ખ્યાલજ હૃદયને પીગળાવે છે. ( સામે જોઇને ) અરે ! આતો પેલો બાવો. મને તો એ કોઇ ઢોંગી લાગે છે. મોડી મોડી રાત સુધી બૈરાંઓ તો એ બાવા પાસે બેઠેલાં જ હોય છે. જુવાન જુવાન સ્ત્રીઓ પણ વખતે કવખતે એના દર્શન માટે જાય છે. શું આ દેશમાં પુરૂષોને ભાન નહિ હોય ! મને લાગે છે કે પુરૂષોએ પોતાની આંખમાંનું નૂરજ ખોયું છે. જેની જેની આગળ આ વાત કરૂં છું તે બધાએ ડાહ્યાડમરા થઈને કહે છે કે, “ હા ભાઈ, આતો ખોટું થાય છે. ” પણ પોતાના ઘરનાં બૈરાંઓને અટકાવવાની તાકાત

કોઇનામાં નથી. બહુ કહીએ તો તો ચોકખું જણાવી દે છે કે ઘરનાં બૈરાં નથી માનતાં. હવે આ આભ ફાટયું ત્યાં થીગડું ક્યાં દઈએ ? હવે તો દેશના જુવાનીઆઓ કમર કસીને સાચી વાતમાં સૌને નારાજ કરવાની હિંમત પકડે તોજ દેશનો ઉદય થાય. આ બાવો મને તો ધુતારા જેવોજ લાગે છે. આજે હું એની પાછળ રહીને ચર્ચા જોઉં તો ખરો કે એ કેટલા પાણીમાં છે ! ( બાજુએ સંતાઇ જાય છે. )

**બાવો**: ( આમ તેમ જોઇને. ) આપણુને તો ભાઈ દારૂ સિવાય નથી ચાલતું. પેલા ખાદીના ખવીસો તો હવે દારૂની દુકાને પહેરો ભરે છે. એટલે મારી પણ દશા બેઠી છે. પણ આજે કુંવરજી કલાલનો નોકર મળ્યો તેને જ્યારે ચાર આના મહેનતના આપ્યા ત્યારે કંઈ ઠેકાણું પડયું. એણે મને આ ઝાડની નીચે બેસવાનું કહ્યું, પણ હજુ એ આવ્યો નહિ. પેલો દૂરથી એજ આવે છે.

**નોકર**: ( આવીને રૂમાલમાંથી સીસો કાઢીને આપે છે. ) લો બાવાજી, આ બાટલી. મારા શેઠે કહ્યું છે કે તમને જ્યારે જોઇએ ત્યારે મંગાવી લેજો. દારૂની દુકાન બહારથી બંધ હોય છે, પણ અંદરથી તો રાત્રે...ચાલે છે.

**બાવો**: ઠીક, એ ઠીક કર્યું. સાળાઓ ક્યાં સુધી પહેરો ભરશે ? ઉંટે કર્યા ઢેકા તો માણસે કર્યા ટેકા. પણ રાત્રે લેવા આવીએ તો સરકારના માણસો હેરાન તો ન કરે ને ?

**નોકર**: અરે, કોઇ હેરાન નથી કરતું. બધાએ જાણે છે. હાથ રાખે પોલો તો કામ કરે ગોલો. સરકારને વળી આ ખાદીના ખવીસો ક્યાં ગમે છે ? એ તો બધુંએ ચાલે. આંખ આડા કાનજ તો.

**બાવો**: ઠીક, પણ આ ખાલી સીસો લઇ જા અને આ પૈસા. તું આવતી કાલે આ વખતે મને ભરીને આપી જજે. હું અહીંજ તારી વાટ જોઇશ. સમજ્યો ? આ તારી મહેનતના. જોજે પણ આ વાત ફુટે નહિ હો. મારી સાથે જો બીજું કોઈ હોય તો તારે વાત જ નહિ કરવી. સમજ્યો ?

**નોકરઃ** ઠીક, હું કાલે આવીશ, બાવાજી.

**બાવોઃ** ( સીસાને લપેટી ઝોળામાં મુકે છે. દૂર નજર કરે છે પણ કોઇ દેખાતું નથી, તેથી ) એને બરોબર વખત આપેલો છતાં હજુ એ ન આવી. ચાલો આપણે આ ઝાડની નીચેજ આસન માંડીને દમ લગાવીએ.

**રસિકઃ** અરે આ બાવો તો બગભગત છે. દારૂના સીસા સંતાડી હવે પાખંડ કરવા બેઠો છે. અરે, ભરતખંડ, તારી શી દશા! આવા જોગટાઓ, બગભગત, બદમાસો મજા કરી રહ્યા છે. ગરીબ સદાચરણી ખેડુતો ભૂખમરાથી મરી રહ્યા છે. આવા બદમાસોની પાસે પોતાના ઘરની સ્ત્રીઓને મોકલતાં આ દેશના પુરૂષો શરમાતા પણ નથી અને મહાન્ ચારિત્ર્યશીલ પુરૂષોનો ઉપદેશ સાંભળવા માટે સભામાં સ્ત્રીઓને મોકલતા એમનો જીવ કચવાય છે. વાહ! કિસ્મત! તારી પણ બલિહારી છે. અરે પેલી જુવાન છોકરીઓ આ તરફજ આવે છે. તેમને જોઇને બાવો તો ઉંચોનીચો થાય છે. જોઉંતો ખરો એ શું કરે છે તે. આવી જુવાન જુવાન છોકરીઓને મનમાં આવે ત્યાં ભટકવા દેવી એનું નામ સ્વતંત્રતા કે સ્વચ્છંદતા! એને શું કહીએ? દેવદર્શનને નામે કેટલી બદમાસી થાય છે તે હિંદુઓ કયારે જોશે? પ્રભુ અમારી આંખો ખોલ, હવે હદ થઇ.

**બાવોઃ** બાવો તે એનું નામ કે જે પોતાનું ધારેલું કાર્ય કરે અને પીડાતા જીવની વેદના હરે. ( વિચાર કરીને ) શાસ્તરનાં પુસ્તકોમાં પણ ચોકખું લખ્યું છે કે પોતાના જીવને ત્રાસ આપવો નહિ. જીવ માગે તે વસ્તુ તેને આપવી. ( ખુંખારીને ) રંગ છે તમારી ભક્તિને. ધર્મ ઉપર જેમની આસ્તા હોય તેમની વાતતો ન્યારીજ છે. વાહ રે મણી વાહ, સાધુને સીધુ આપવા આવી કેમ? ધન્ય છે તારી સુરતને, ધન્ય છે તારી મુરતને, અને કરોડો ધન્ય છે તને સાધુસેવા માટે મોકલનાર તારા માબાપને. ( નિહાળીને જુએ છે. ) અરે, એની સાથે બીજી કોઇ

છે વળી એ પીડા વળી એ ક્યાંથી લાવી? મેં કહ્યું હતું કે એકલીજ આવજે અને વળી આ લપ શી? (આસન માંડી જપ કરવા બેસી જાય છે. મણી અને પશી આવે છે.)

**મણી:** પશી, અલી ઓ પશી, તું જલદી ઘેર જઇને દાળ ઓરજે, બા. હું જરા રહીને આવું છું. જા બેન, ઉતાવળ કર. (પશી જાય છે.)

**રૂખી:** અલી બેન, પેલા બાવાજી તો તારી સામેને સામેજ જોઈ રહ્યા છે. તું તો જાણે ઇંદરની રંભા! ના બેન, પણ તારી ઓળખાણના છે એમ લાગે છે. એની તરફ વાંકી નજરે જોઈને કેવી ગાલમાંને ગાલમાં હસતી હતી. જાણે કોઈ જાણતુંજ નથી.

**મણી:** અલી બેન, જા, તું તો ગમે તેવું કંઈ બોલે છે. એ સાધુજી તો અમારે ત્યાં ભિક્ષા માટે આવે છે તેથી એ ઓળખે.

**રૂખી:** ઠીક બેન, હું તો બપોરે આવીશ, મારે તો આમ જવું છે.

(જાય છે.)

**મણી:** બપોરે આવજે હોં. હું પણ જઉં છું. (જવા લાગે છે.)

**બાવો:** નારાયણ, નારાયણ, નારાયણ.

(મણી પાછી ફરે છે.)

**મણી:** (પગે પડે છે.) હું તો સમજી તમે ગયા હશો.

**બાવો:** તને મારી સેવાનો લાભ આપ્યા સિવાય જાઉં તો તને ગુસ્સો ચઢે. તારે માટેજ હું અહીં થોભ્યો છું. આપણા મંદિરમા દર્શન કરાને જ હવે ઘેર જજે. હું પણ પાછળ પાછળ આવું છું.

**મણી:** ના, સાધુજી. પાછળથી મારા કાકા આવે છે. સાંજે દર્શન માટે મંદિર આવીશ. (જાય છે.)

**બાવો:** હા......સ. સાંજ ક્યારે પડશે! જુવાન છોકરીઓને તળાવે ન્હાવા ધોવાની અને મંદિરે દેવદર્શન માટે જવાની છૂટ આપવામાં આવે છે એ પદ્ધતિ તો દેશને ઘણીજ ફાયદાકારક છે. એનાથી

સ્ત્રીઓ હિંમતબાજ બને છે. કેટલાક દેશદ્રોહી જુવાનીઆઓ આ પદ્ધતિને નાબુદ કરવા માગે છે. સ્ત્રીઓ જો નીડર નહિ બને તો ભવિષ્યની પ્રજા નીડર ક્યાંથી થશે? નહિ, એ પદ્ધતિ તો કાયમજ રાખવી જોઈએ. એ તો સ્ત્રીઓની સ્વતંત્રતા છે: પુરૂષો સ્વતંત્રતા માટે લડત કરે અને સ્ત્રીઓની સ્વતંત્રતા લૂંટે એ શું કહેવાય ?

રસિક: અરે, અમારી અધોગતિ માટે પુરતી તૈયારી આવા સાધુઓએ કરી મુકી છે. ધિક્કાર છે એવા પુરૂષોને કે જે પોતાની જુવાન વહુબેટીઓને આવા જોગટાનો સહવાસ કરવા દે છે. દર્શનને નામે કેટલા અત્યાચાર થાય છે તેની કલ્પના હિંદુઓ કેમ કરતા નથી ? બદમાસોના હાથમાં વહિવટ હોવાથી મંદિરો પવિત્ર સ્થળો મટી કુટ્ટણખાના બન્યા છે. મંદિરો એ અત્યાચારના અખાડા બન્યા છે. મંદિરો એ નીચ કર્મના પીઠાં બન્યા છે. અરે હિંદુઓ ! તમારી શિયળ પ્રત્યેની બેદરકારી અને અંધશ્રદ્ધાથી હિંદુ ધર્મ છવાયો છે. દેવના દરબારમાં દર્શન કરવા માટે આવેલી કેટલીએ પવિત્ર બાળાઓના પાલવો ખેંચાય છે તેની કલ્પના કેમ તમે નથી કરતા ? હિંદુ ધર્મનું અભિમાન તેની પવિત્રતામાં છે. પવિત્રતા હોય તોજ માળા, જનોઇ, તિલક, પૂજા, અર્ચા સર્વે શોભે છે. પવિત્રતાને અભાવે તો એ સર્વે ઢોંગ છે. (વિચાર કરે છે.) અંધશ્રદ્ધાવાળા માબાપોએજ પવિત્રતા ઉપર પાણી મૂક્યું છે. અરે, આ મણી મારી નજર આગળ કેવી નીચ રમત રમી ગઈ ! હું એનો પણ શો દોષ કાઢું ? કજોડું વળી સુખે સંસાર ક્યારે કરી શકે ? પ્રભુ, કાંતો બગડી સુધાર, કાંતો બધુંજ જલમય પ્રલય કરી નાખ. જ્યાં નજર નાખું છું ત્યાં હિંદુ સંસારમાં સડો પેઠો છે. ધર્મની, દેશની કે ઘરની સ્ત્રીની ઇજ્જત, આબરૂની કશી દરકારજ પડી નથી. અરેરે, હિંદુધર્મની આવી અધોગતિ!!

સૌ દોષ પાપો લાખના, માબાપને શિર છે ખરા;<br>
ધિક્કાર છે તે માબાપને, ભારે રડે છે આ ધરા.

ધિક્કાર તેના કુળને, ધિક્કાર તેની જાતને;
લજ્જા પમાડે દેશને, ધિક્કાર તાતા માતને.
યુવતિ તણો શો દોષ ? રીતિ લગ્નની છે બહુ બૂરી;
માબાપ પ્રેમે ફેરવે કન્યા ગળામાંહી છુરી.
જોડાં કજોડાં થાય, તેથી જાર બહુ પસરાય છે;
કાચી વયે કૌતુક થતાં, બહુ યુવકો મરી જાય છે.
શું દોષ કાઢું સાધુનો, યુવતિ ફસાવે આંખથી,
મન ચપળ કલિં નરતણા, બાવા બન્યા છે રાખથી.
એકાંતની તક મેળવે, શું કામીજન શરમાય છે ?
ઘૃતપાસે વહ્નિ આવતાં, તે પણ પ્રવાહી થાય છે

## પ્રવેશ ૧ લો

**સ્થળ:**—મદનમંઝીલ.

**પાત્રો:**—મદનચંદ્ર, દુષ્ટા વગેરે.

**મદનચંદ્ર:** જ્યારથી એ મનહરણી રતિસુંદરીની મૂર્તિ નજરે પડી છે ત્યારથીજ આ મદનચંદ્રને કામવિકાર થયો છે. બરોબર આજે એક માસ થયો, રાત્રે નિદ્રા આવતી નથી. રમાસુંદરીની સાથે વિલાસમાં થોડા ઉજાગરા કાઢયા સિવાય નિદ્રાદેવી પ્રસન્ન થશે નહિ એમ લાગે છે. અન્નની રૂચિ પણ નષ્ટ થઇ ગઇ છે. એ મૃગનયની ઉપર મારૂં મન ગયું છે. એની તનુવાટિકામાં આ મદનભ્રમર યથેચ્છ વિહાર કરશે નહિ ત્યાંસુધી આ રસભોગી મદનને રૂચિ અને રસનાનો મેળાપ થવાનો નથી. તે સુંદર યુવતીના કોમળ અવયવોના આલિંગન વહેજ મારા મદનવૃક્ષની ઉપર જલસિંચન થશે. કોઇ પણ કામમાં મારૂં ચિત્તજ ચોંટતું નથી. રમા, એ રંભા મારૂં ચિત્ત ચોરી કાળજું કોરી ગઇ છે. વિનયથી છણકા કરતા તેના હાથ પકડી તેને આલિંગનની શિક્ષા કર્યા સિવાય તે મારૂં ચિત્ત મને પાછું આપશે નહિ. વાહરે રમા! તને તો કિરતારે પોતાને હાથેજ ઘડી છે. રમા, વાહરે તારી ક્રાન્તિ! એણે તો મારી શાન્તિ દૂર કરી મને ભ્રાન્તિમાં નાંખ્યો છે. એની કાન્તિએ તો મારામાં અનેક પ્રકારની ક્રાન્તિ શરૂ કરી છે.

ઈશ્વર, તેં પણ તારી કારીગરીનો આ એક નમૂનોજ કરી મૂક્યો છે. જ્યારે રમણચંદ્ર વકીલાત કરતો હતો ત્યારે મેં એનાં વખાણ સાંભળ્યાં હતાં અને તેને જોયા વગરજ હું તેના ઉપર મોહ્યો હતો. તે વખતે જો મેં એને મનાવવાના પ્રયત્નો કર્યા હોત તો એ જરા "ખેંચ પકડ જોર આતા હૈ" કરત, પણ કોણ જાણે ? પ્રભુની મારા ઉપર મહેર કે રમણચંદ્રની લીલાલ્હેર નાબૂદ થઈ. મેં તો સાંભળ્યું છે કે એને ખાવાના પણ સાંસા પડી રહ્યા છે. આવે વખતે મારૂં કહેણ તો એને કુદરતની કૃપા સમાન લાગશે. દુષ્ટા જેવી ચપળ માળણ તો ભલભલાને સીસામાં ઉતારે એવી છે, તો એના શા ભાર ? ( આમ તેમ ફરે છે. ) સંદેશો લઇને દુષ્ટા પણ હજુ પાછી નથી આવી ! એ મૂર્ખીને કેટલું બધું સમજાવ્યું હતું કે એ હા પાડે કે તું તુરત મને વધામણી કહેવા આવ, કોઇપણ ઠેકાણે થોભતી નહિ. એ વળી એની પાસે ઇનામ લેવા થોભી હશે. હું પણ કેટલી ધીરજ રાખું ? એ સુંદરી પણ કંઈ બેવકૂફ નથી. એતો ડહાપણ અને ચતુરાઇનો નમૂનો છે નમૂનો. મારા જેવો સત્તાધારી અને એના બધા કોડ પુરઃ કરનાર એને બીજો ક્યાંથી મળશે ? "લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જાય" એવી તો એ ગમાર નથી. ( દૂર જોઇને. ) હા—પેલી આવે. હા, એ દુષ્ટાજ છે. ( દુષ્ટા આવે છે. ) કેમ દુષ્ટા, કામ ફત્તેહ કે નહિ ?

**દુષ્ટાઃ** હા, હા, ફત્તેહ કેમ નહિ, તમારી કે તેની, ગમે તેની ફત્તેહ તો ખરીજને ? આપને મન તો બધું સહેલુંજ છે.

**મદનચંદ્રઃ** દુષ્ટા, હવે તારો બધો છણકો અને રણકો જવાદે, અને સીધી વાત કર. શકુન્તલાને જોયાથી દુષ્યંતની જે દશા થઇ હતી તે દશા મારી થઈ છે.

**દુષ્ટાઃ** મદનચંદ્રજી, ખરૂં પુછાવો તો આપની સ્થિતિ ભલે શકુન્તલાં જેવી થઈ હોય પણ રમાની સ્થિતિ શકુન્તલા જેવી નથીજ થઇ. અન્યોન્ય પ્રેમની વાતો જુદી હોય છે, અને

એકરતફી પ્રેમ પણ જુદા પ્રકારનો હોય છે. મેં આપનો સંદેશો એને કહ્યો. પણ તે સાંભળતાનીજ સાથે એણે નૃસિંહરૂપ ધારણ કર્યું. આપને ચોપડવામાં એણે બાકી નથી રાખી. મને તો, સાહેબ, એમ લાગે છે કે આપ તેનું નામજ છોડી દો. આપને એમાં યશ નહિ મળે. ભય, લાલચ અને સત્તાથી વખતે આપ પત્થર પીગળાવી શકશો, પરંતુ રમાને આપ નહિ મનાવી શકો. આપના પ્રયત્ન વ્યર્થ છે. ઘણી ઘણી શંકાવાળી સ્ત્રીઓને મનાવી મેં આપની આગળ નજરાણું ધર્યું, પણ રમા એ આપનો શિકાર નથી, એમ સમજી આપ એને છેડવાનું મુકી દો. ગુસ્સાથી ફફડતા હોઠથી એણે મને જે જવાબ આપ્યો તેની યાદ પણ મને હજુ કંપાવે છે. એનો મોહ આપ છોડી દો. એમાં સાર નહિ કાઢો.

**મદનચંદ્ર**: દુષ્ટા, આ તું શું બકે છે ? એ દારૂડીઆની સ્ત્રી આ મદનચંદ્રની માગણીને તરછોડે છે! આ મદનચંદ્રના સપાટા હજુ એણે કયાં જોયા છે? આકાશમાં સંતાય, યા તો પાતાળમાં પેસે તો પણ તેને ખેંચી લાવવાની મારી સત્તા છે. દુષ્ટા, જા, તું એ હઠીલી પાસે ફરીથી જા અને પૂર્ણ રીતે સમજાવ. એની દરિદ્રાવસ્થાનો ચિતાર એની નજર આગળ તું ખડો કર. મને સંતોષવાથી એનો ગયેલો વૈભવ પાછો મળશે અને દુઃખ દૂર થશે. એની આગળ હું ધનના ઢગલા કરીશ. એને બધી રીતે સમજાવજે. તને કહેવું પડે એમ નથી. અને માનપાનથી જો એ ન સમજે તો એને મારો છેલ્લો સંદેશો કહેજે કે, " આ સત્તાધારી મદનચંદ્રે એને પોતાની કરવાની પ્રતિજ્ઞા કરી છે. " જો એ આમ નહિ માને તો મારે બીજાં પગલાં ભરવાં પડશે. હું મારી સત્તા પણ ચલાવીશ. જા દુષ્ટા, તું જલદીથી જા. એનું મન પ્રથમથીજ દુખાવીશ નહિ. પ્રથમ તો એને પ્રીતિ બતાવજે અને તેથી ન માને તોજ ભીતિ. હા, હા, એ તો હમણાં બધાએ ચાળા કરશે. મને જ્યાંસુધી એણે પૂર્ણ રીતે જોયો

નથી ત્યાંસુધી એના આ ઢોંગ છે. એક ફેરા નજરે નજર મળી કે થયું. પછી તો પગે પડતી આવશે. જ્યારે મદનનાં બાણ છૂટવા લાગશે ત્યારે એની પ્રતિજ્ઞા તો કોરે રહેશે પણ મારી પ્રતિજ્ઞા સફળ થશે. જો આ કામમાં ફત્તેહ મેળવીશ તો તને આખી જીંદગીની સુખી કરીશ. સમજી ?

**દુષ્ટા:** ( મનમાં ) રાજી કર્યાં. પોતેજ નારાજ થવાના છે, અને મને શું રાજી કરવાના છે ? ( મદનચંદ્રને ) ઠીક સરકાર, હવે હું એજ કામે જાઉં છું.

**મદનચંદ્ર:** હવે વિલંબ કર્યાથી બાજી બગડશે. મારા વિલાસ-મંદિરને દીપાવનાર એ મૂર્તિ આજે દરિદ્રીની ઝુંપડીમાં દુ:ખથી રહી રહી છે. અરે, પણ આ દુષ્ટા પાછી કેમ આવી ? દુષ્ટા, પાછી કેમ આવી ?

**દુષ્ટા:** સરકાર, આ શુભ કામે જતાં મને તો અપશુકનો થયાં. દરવાજાથી બહાર નીકળી કે તુરત હાથમાં સાવરણી અને કોલસાની થેલી લેઇ રાંડીરાંડ સામે મળી. મને તો લાગે છે કે આપને એમાં ફત્તેહ નહિ મળે. સત્તાથી દબાય એવી એ નથી. લાલચ એની આગળ પાણી ભરે છે. તમે એને નહિ મનાવી શકો. પછી મારે શું ? આપ જેમ કહો તેમ.

**મદનચંદ્ર:** તને શું ? તું તારે સોંપેલું કામ કર. બીજું મારે જોવાનું છે. તને મારી સત્તાનો ખ્યાલ કયાં છે ?

> સૌ રાજ્યના નર કાંપવું, તો નારના શા ભાર છે;
> આ વીરની સામે થવા, કો હામને ધરનાર છે.
> બળવાન બાળ્યા પલકમાં, કળવાનને કાપી દીધા;
> ધનવાન નાખ્યા ધૂળમાં, જનમાત્રને સીધા કીધા.
> સૌ રાજ્યની નારી પરે, અધિકાર તો મારો ખરે;
> શત નારી બેગું રોજ, તોએ વાળ કો વાંકો કરે.

અધિકારને ધિક્કાર છે, દરકાર શી છે દામની;
એ કામિની જો જાય તો, સત્તા પછી શા કામની.

મારી આગળ કોઇનો મદ ટક્યો નથી. સર્વેના ગર્વ મારી આગળ ગળી ગયા છે. એ તો મારે એ રમાને નારાજ નથી કરવી, નહિ તો મારી સત્તાથી હું એને પરહેજ કરીને બોલાવું. અને મારી મતલબ હાંસલ કરૂં, બસ, માને તો ઠીક, નહિ તો એ રસ્તો તો છેજ.

# પ્રવેશ ૨ જો

**સ્થળઃ**—દુકાળ.

**પાત્રોઃ**—ખેડુતની સ્ત્રી, રસિક અને સ્વયંસેવકો.

( ખેડુતની સ્ત્રી પેટમાં ખાડા પડેલા, અર્ધનગ્ન દશાવાળાં અને ભૂખે રળવળતાં ચાર છોકરાંઓને મારતી પ્રવેશ કરે છે. )

**સ્ત્રીઃ** ( પેટ કૂટતી ) હાય હાય રે બાપ! હવે ભૂખથી નથી રહેવાતું. પાંચ દિવસના નકરા અપવાસ થયા છે. આ છોકરાંઓને હું શું ખવાડું ? ( મારે છે. ) પીટયા મૂઆ હોત તો એ ઠીક થાત! હું એમને હવે શું કરૂં? દાણાની કોઠીઓ ઠાલવી ઠાલવીને શાહુકાર લઇ ગયા. ઘંટી અને સાંબેલાની હરાજી કરી મુવા તલાટીએ વજે* લીધો. પંદર રૂપીઆ આપવાના કરી મામલતદાર મારૂં ડોબું લઈ ગયા અને પાછળથી કંઇએ ન આપ્યું. હાયરે મારા બાપ! હું શું ખાઉં ? અમે તો આબરૂદાર એટલે કોઈ દન ભીખ નથી માગેલી. મુવા મામલતદારના સપઇએ છોરાના બાપને ડોબાના રૂપીઆ માગવા ગયા એટલે લાત મારી. હાય હાય રે! એ મુવાનું સત્યાનાશ જજો. પંમ દાડે ઘેર આવીને મુઈ રહ્યા. છોરાં ભૂખે રડવા લાગ્યાં તાણે બહાર જઇ થોરીઆનું દુધ પીધું. ( છોકરાં માને વળગી રડે છે. ખાવા માગે છે. ) અરે ! તમે

* મહેસૂલ-વિઘોટી.

મારા દુશ્મન પાક્યા. હું તમને શું લાવીને ખવાડું? તમારો બાપ મરી ગયો. હું શંખણી શું કામ જીવી? મને કાગડીને મોત નથી આવતું.

**છોકરાં:** બા, ઓ બા, અમને ભૂખ લાગી છે. કંઇ ખવાડ. અમારા પેટમાં કંઈ કંઇ થાય છે. અમને કુસકાનો રોટલો કરી ખવાડ. અમે કુસકા લાવ્યા છીએ તે ખવડાવને, બા. અમારા પેટમાં દુઃખે છે. બા—ઓ બા, ઉઠને.

**સ્ત્રી:** ( જોરથી રડે છે. ) બેટા, તમને મારા દુઃખની શી વાત કહું? તમે લાવેલા કુસકા ઢાંકી મુક્યા હતા તે જમાદાર ઘરમાં આવીને લઇ ગયો. એણે એના ઘોડાને ખવાડી દીધા. મેં ના પાડી તારે મને સોટી મારી. ( રડે છે. )

**છોકરાં:** હાય હાય રે મા!! તાણે તો અમે મરી જઇશું. અમારા પેટમાં કંઇ કંઈ થાય છે. ઓ મા! અમારાથી નથી ઉભાં રે'વાતું.

(ચકરી આવવાથી એક પછી એક બેશુદ્ધ થઇ ઢળી પડે છે.)

**સ્ત્રી:** ઓ ભગવાન! હવે તો મોત આપ. આ દુઃખ નથી જોવાતાં. મારા છોરાંના મોમાંથી જેણે રોટલો કાઢી લીધો છે તેનું ભગવાન કદી નહિ ભલું કરે. ખેડુતની પાસેથી જે મફતનું ખાય તેનું સત્યાનાશ જજો. તેનો દીકરીએ દીવો ના રહેજો. ખેડુતોને અવળા પાટા બંધાવી જુઠો હિસાબ કરી તેમનું અનાજ લૂંટનાર શેઠશાહુકારોને ભગવાન લૂંટશે. એમનું નખોદ જશે. ખેડુતોનું ખાયુ તેનું વંશ જાય. મારૂં ડોબું લઇ જનારના છૈયા ફાટી પડે. એ દુઝણું ખાનારાને ઘેર કાંટા ઝીટે. ઓ ભગવાન! મારા છોરાં મરી ગયાં, ભૂખે મરી ગયાં. ઓ બાપ રે! ( મૂર્છા આવે છે. )

**ખેડુત:** ( ચીંથરેહાલ દશામાં પ્રવેશ કરે છે ) મારી બે બ્હેનો અને ત્રણ જવાનજોધ છોકરીઓને છ છ આને વેચી તે ઉપર મેં વીસ દિવસ કાઢ્યા. હવે ત્રણ દિવસથી અનાજ દેખવા નથી મળ્યું. હવે શું વેચીને જીવું? બૈરી શાહુકાર લઇ ગયો. ભાભી રાવ લઇ

ગયો. અને બન્ને મરી ગયાં. છોરાંએ મરી ફીટયાં. ચાર દહાડા દુકાળ ખાતામાં કામે ગયો. તેના પૈસા કારકુન બધા ખઇ ગયો. સાહેબ પાસે ફરિયાદ કરવા ગયો તો સાહેબે હોટીઓ મારી. અરે! મારા પેટમાં લ્હાય ઉઠી રે, બાપ. ( તમરી ખાઇને પડે છે. )

( રસિક અને સ્વયંસેવકો પ્રવેશ કરે છે. )

**૧ લો સ્વયંસેવકઃ** રસિકભાઇ, મને તો ઘણું લાગી આવ્યું. હું હમણાં વાણીઆની જમણવાડી આગળ થઇને આવતો હતો ત્યાં એક માણસને ઉલટી થઇ. તે ખાવાને માટે તેના ઉપર તીડની માફક માણસ પડયાં. આ ચિતાર જોઇ મને તો કમકમાં આવ્યાં.

**૨ જો સ્વયંસેવકઃ** ભાઇ કોને કમકમાં ન આવે? પરમ દિવસે સેંકડો માણસો વાડીની બહાર ભૂખથી ટળવળી તમર ખાઇને પડયાં હતાં. ઘણા તો ઘડી બે ઘડીના પરોણા હતા, અને અંદર તો પકવાનો ઉડતાં હતાં. ભાઇના મુડદાં ઉપર શિરો શેકી ખાનારા આ કસાઇઓ કે બીજા કોઇ?

**રસિકઃ** અરે! અહીં તો દુકાળીઆંઓ મૂર્છા ખાઇ પડયાં છે.

**૧ લો સ્વયંસેવકઃ** ચાલો, આપણે એમને શુદ્ધિમાં આણી પછી આશ્રમમાં મોકલીએ. ( ત્રણે મળી દુકાળીઆંઓને સીધાં કરી પાણી છાંટી, શુદ્ધિમાં આણી મમરા ખાવા આપે છે.

**રસિકઃ** ભાઇઓ! તમે આ ભાઇઓને લઇ જવા માટે ઝોળીઓ લઇ આવો. હું અહીં એમની પાસે બેસું છું.

( બન્ને જાય છે.)

**છોકરોઃ** સાહેબ, થોડા મમરા આપો, પેટમાં લ્હાય બળે છે.

**રસિકઃ** લે, આ થોડા આપું છું. બહુ નહિ ખાતો હોં, નહિતો પેટ ફુલશે. સમજ્યો? લે, ખા થોડા. ( આપે છે. )

( સામેથી કેશવલાલશેઠ, પરશોતમશેઠ, ગોકળશેઠ અને મહાસુખશેઠ વિગેરે રસોઇઆ અને બેન્ડવાળાને લઇને જાય છે. )

**પરશોતમ:** જ્યાં જઇએ ત્યાં આ ખાદીવાળા તો સામેને સામેજ. જ્યાં મળે ત્યા તલવારના ઝટકાની માફક મારા બેટા ઝટકો કરે છે. પણ આપણે તો એમની સાથે લટકતીજ સલામ રાખી છે. આપણે વાણીઆભાઇને એમની ગાડીમાં બેઠે ન પાલવે. આપણે અમલદારો સાથે લટિયાં ગુથાયલાં રહ્યાં.

**કેશવ:** અરે! પણ દુધ અને દહીં બેમાં ન રહી શકે તો વાણીઓ શાનો? અહીં તો મદારી બની બધાને રમાડીએ છીએ, અને આપણું કામ કાઢી લેઇએ છીએ. જેવો વખત તેવાં વાજાં. અહીં તો અમલદારો સાથે એવી બેસ્તી રાખી છે ને, કે આપણે માટે વહેમ પડે જ નહિ. મને કલેકટર સાહેબે એક વખત પૂછ્યું કે, "કેમ તમારી દુકાને ખાદીનું વાજું ભરાયું હતું?" ત્યારે મે કહ્યું કે, "સાહેબ, મારી દુકાને ભરાશે તો તો ખરી વાતે આપ જાણશો અને બીજે ભરાશે તો આપને કશી ખબરે નહિ પડે." સાહેબ ખુશ થઈ ગયા. "વેલ, અચ્છા, તુમ્ બડા લાયક હો." એમ કહી પોતે મારી સાથે હાથ મેળવીને સાહેબ ખૂબ હસ્યા.

**પરશોતમ:** અમારૂં ખરચાય તેમાં એમનું પેટ દુઃખે છે.

**ગોકળચંદ:** આપણે ત્યાં તો આવ્યા હતા ત્યારે આપણે તો ચોકખું કહી દીધું કે આપણાથી જે બનશે તે મદદ કરીશું, પણ લગ્નમાં ખરચ તો જે થતું હશે તે થશેજ. પણ કેશવશેઠ! મારો મણીઓ તો કપુત પાક્યો છે. હઠ પકડી છે કે ખાદી પહેરીનેજ હું તો પરણવા જઇશ, કહો હવે, ગામનાં છોકરાંને ખાદીના ખવીસોએ કેટલાં બધાં બગાડયાં?

**મહાસુખ:** આપણે તો ખાદી બાદી કંઇ સમજતાજ નથી. એકના બમણા થાય તે વેપાર કરીએ. આ લોકોએ તો ઘેરઘેર હોળી સળગાવી છે. મારો મોહનો તો વળી પોતીઉં એ ખાદીનું પહેરે છે. અને આ પરશોતમશેઠનો નગીનો તો વળી ખાદી

પહેરીને પીરસે તોજ જમે છે. એની માએ પીરસતી વખતે પહેરવા માટે ખાદીનાં લુગડાં વસાવ્યાં છે. જખ મારીને રતો.

**પરશોતમ:** શું કરૂં, છોરાં આવા પાકે ત્યારે ?

**રસિક:** “**वन्दे मातरम्**” શેઠસાહેબો ! હમણાં તો લગ્નની ધામધૂમમાં હશો ?

**મહાસુખ:** ઠીક છે, રસિકભાઈ. સમા પ્રમાણે સૌ ચાલે છે. આવ્યો અવસર ઉજવવાનો છે, બીજું શું ?

**કેશવ:** બાકી કામ તો તમે કરી રહ્યા છો તે ખરૂં કામ છે. અમે તો તમારા રોજ ગુણ ગાઇએ છીએ. તમે ખાદીવાળા ન હોત તો આ ખેડુતોની બૂરી દશા થાત. એમની આંતરડી ઠારો છો, તમને એ આશિર્વાદ દેશે.

**રસિક:** કેમ, આ લગ્નમાં કેટલા ખરચવા ધાર્યા છે ?

**મહાસુખ:** વખત આવો એટલે પાંચ છ હજારમાં પતાવવું પડશે.

**રસિક:** આપે તો ઠીક હાથ ટુંકાવ્યો, બાકી ગોકળચંદશેઠ તો પંદર હજાર ખર્ચવાના છે એમ સંભળાય છે. એમને કેમ તમે કાંઇ નથી કહેતા ?

**ગોકળચંદ:** ( સ્હેજ ગુસ્સામાં. ) જેને જેવું કહેવું હોય તેવું કહે, બાકી કોઈ ઓછું નથી ખરચવાનું. એ તો તમારે મોઢે ભલે સાકર વાટે. મહાસુખભાઇને ત્યાં ૧૪ હજાર ખર્ચાશે. પરશોતમશેઠને ત્યાં તો મારાથીએ હજાર વધારે ખર્ચાશે. જુઓને, ૧૫૦૦ રૂપીઆ તો વાજાંવાળાને અમે ત્રણે ભાગમાં ઠરાવ્યા. નાચનારીઓના અને ગાનારીઓના નવ દિવસના છ હજાર જૂદા. દારૂખાનું ૧૨૦૦ રૂપીઆનું. એ ઉપરથી ખર્ચનો અટસટ્ટો આપ જ આંકો.

**રસિક:** આપ શ્રીમંત છો, અને આવા બહોળે હાથે ખરચ કરી રહ્યા છો તો આ દુકાળફંડમાં શું આપો છો ?

**મહાસુખઃ** રસિકભાઇ, અમારી ના નથી, અમારી શક્તિ મુજબ અમે પણ આપીશું. બધા પાસે ભરાવો તો ખરા.

**પરશોતમઃ** અમે તો હંમેશ આપીએ છીએ. હમણાં તો વેપારમાંએ કંઈ કસ નથી.

**ગોકળચંદઃ** જુઓને રસિકભાઇ ! હું સાચી વાત કહી દઉં. ગોળગોળ બધા કહે છે, પણ હું તો ચોકખી વાત કહું, કે હમણાં તો લગ્ન વિગેરેના ખરચ તળે આવી ગયા છીએ. વેપારમાંએ ઓણુ લાંબો કસ નથી, એટલે વળી કોઇ બીજી લખણીમાં જોવાશે. સમજ્યા ?

**રસિકઃ** ( મનમાં ) લગ્નમાં હજારો ખરચવા માટે વેપારનો કસ આડે નથી આવતો. ( ખુલ્લું ) શેઠસાહેબો, હજારો રૂપીઆ લગ્નમાં ખરચો, આવા દુકાળના કામમાં કોઇ માગે તો આપની આડે વેપારનો કસ આવે છે. એ પણ દેશનું કમનશીબ! તમે તમારૂં જે ધન પટારામાં ભરી મુકયું છે તેને ખર્ચવાનો વખત આવ્યો છે. જો આવા કટોકટીના વખતે તમારૂં ધન ગરીબોના હાથ નહિ જુએ તો તે ધન શા કામનું ? જ્યારે દુકાળથી પીડાતા અને અન્નને અભાવે પ્રાણ છોડતા તમારા દેશબંધુઓને અન્ન પુરૂં પાડવાને માટે તમારૂં ધન નહિ વપરાય તો તે ધન શા કામનું ? નવસ્ત્રી કાયા સહિત લજ્જાથી નીચું ઘાલી પાપી પેટ માટે આમતેમ ભટકતા તમારા દેશબંધુ તથા દેશભગિનીને વસ્ત્રો પુરાં પાડવાં માટે જો તમારૂં ધન ન વપરાય તો તે શા કામનું? તમારા અને તમારા પુત્રપૌત્રાદિકના કલ્યાણ માટે તમારૂં ધન કામ ન આવે તો તે ધન શા કામનું ? દેશના ભલા માટે તમારી થેલીઓનાં મ્હોં ખુલ્લાં ન થાય તો તે ધન શા કામનું ? અમારા દેશમાં ધનવાન હોજો, શ્રીમંત હોજો, અમારા દેશનો પૈસો વધજો વિગેરે પ્રાર્થના અમે પ્રભુ પાસે કરીએ છીએ તે શા માટે ?

ભૂખ્યાંને ભોજન અને, તરસ્યાંને જલપાન;
નવ આપે શ્રીમંત તો, તે ધન નર્ક સમાન.

દેશ દ્રવ્ય વણ દાઝ તો, દેખી પોઢે આપ;
તે નર નહિ પણ ખર ખરો દેશ શિર છે શ્રાપ.

**મહાસુખ:** રસિકભાઈ, હમણાં જરા ઉતાવળ છે. અમે જઈએ. પછી ફુરસદે મળીશું. ( જાય છે. )

( ખેડુતને ડોળીમાં નાખે છે. સ્ત્રી તથા છોકરાં ધીમે ધીમે ચાલે છે. )
( પડદો ઉપડે છે. રમાના ઘરની ઓસરી ઉપર રમા રેંટિયો કાંતે છે. તે દુકાળીઆંઓનાં છોકરાંઓને જોઈને )

**રમા:** અરે રે ! આ છોકરાંઓની અન્ન વગર આ દશા થઇ છે ! શું કરૂં ? પ્રભુએ બધું લઇ લીધું, નહિ તો જરૂર આ વખતે હું ઘર ખાલી કરત. રસિકભાઇ, તમને હમણાં બહુ મહેનત પડે છે, નહિ ?

**રસિક:** મહેનત તો પડેજને. રમાબ્હેન. તમારૂં કામ ક્યાં સુધી આવ્યું ?

**છોકરાં:** (માને વળગીને) બા ! અમને કંઈ ખવાડને. પેટમાં દુઃખે છે. નથી ચલાતું.

**સ્ત્રી:** ( રડે છે.) બેટા, હું તમને શું આપું ? હવે તો આ સાહેબને ઘેર જઇએ, પછી ત્યાં ખાવાનું મળશે, હોં.

**છોકરો:** મા ! મારાથી નથી ચલાતું.

**રમા:** ( આંખમાં આંસુ સાથે. ) પ્રભુ ! મારે આંગણે આ સ્થિતિ ! ભૂખે ટળવળતાં છોકરાં મારે આંગણેથી ભૂખ્યાં જાય. પ્રભુ ! તેં ખરી કસોટી માંડી છે. કંઈ ફિકર નહિ. હું ત્રણ દિવસ ઉપવાસ કરીશ, અને મારૂં અનાજ આ છોકરાંઓને આપીશ. છોકરાંઓ, ઉભાં રહો, હોં. હું આવું છું. ( ઘરમાં જઈ ખાવાનું લાવે છે.) પ્રભુ ! મારા સત્યની પરીક્ષાજ તું કરે છે. (બધાં જાય છે.) પ્રભુ ! ભલે મને ધન ન આપતો, પણ નિર્ધનતાની સાથે ઉદારતા આપજે, અને સ્વમાન માટે ગમે તેવાં દુઃખ ખમવાની તાકાત આપજે. પ્રભુ ! દેશની આ દશા !

**રાસક**: ( જતાં જતાં ) અરે, તકદીરની પ્રતિકૂળતાને લીધે ચીંથરે-હાલ દશામાં અન્નને અભાવે ઉપવાસ વેઠતી વ્યક્તિમાંથી દુઃખની પરિસીમા થયે પણ મનની ખરી મોટાઈ ખસતી નથી. કંજુસ દિલના કરોડપતિઓના ધન ઉપર હિંદુસ્તાન નથી જીવતું, પણ ભારતસંતાનોના મનની મોટાઈ ઉપરજ હિંદ ટકી રહ્યું છે. હજુપણ રમાદેવી જેવી પરગજુ અને ખાનદાન આર્યાઓ આર્યાવર્તમાં વસે છે, તેથીજ પરદેશી ધુંસરી હોવા છતાં. અનેક રીતે ચૂસાયલો હોવા છતાં પોતાની પ્રતિષ્ટા આર્યાવર્ત જાળવી રહ્યો છે. ખાનદાની અને મનની મોટાઈ વિદ્યાથી નથી આવતી, પૈસાથી નથી આવતી. બહુ ભણ્યે વિદ્વાન થાય, મહેનત કર્યે પૈસો મળે પણ ખાનદાની અને મનની મોટાઇ એ સદ્દગુણો તો કુદરતની બક્ષિસ સિવાય કોઇનામાં આવતા નથી. હિન્દુસ્તાનમાંથી ધન જતાં દેશ ગરીબ થશે, વિદ્વત્તા જતાં દેશ દુઃખી થશે. પણ જો મનની મોટાઈ હિંદમાંથી ચાલી જશે તો હિંદ તદ્દન પાયમાલ થશે. પ્રભુ! આવા પડતી દશામાં હજુ પણ કાયમ રાખેલી મનની મોટાઈ હિંદમાં ટકાવી રાખ. મોટાઇ હશે તો હિંદ એ મોટાઈ ઉપર જરૂર કોઇ દિવસ જાહોજલાલી પામશે.

## પ્રવેશ ૩ જો

**સ્થળ:**—મદનમંઝીલનું ચોગાન.

**પાત્રો:**—મદનચંદ્ર વગેરે.

**મદન:** (મદ્રમંઝીલ તરફ જવા નીકળે છે. મનમાં) આટલું બધું મનાવ્યા છતાં અને સમજાવ્યા છતાં જો રમા ન માને તો તો એની મરજી વિરૂદ્ધ મારે જવુંજ પડશે. આપણે રહ્યા મુત્સદ્દી એટલે આપણે તો પાણી પહેલાં પાળ બાંધવી ઘટે. આ જમાનો તો સોટો ગજવવાનો છે. સરકારી નોકરી માટે તો આ વખત વેરની વસુલાત કરવાનો છે. રાજ્યના મોટા અમલદારો એટલે રાજ્યના સ્થંભ જ્યાં વહેમી બને ત્યાં આપણી સત્તા તો મનગમતી જામે. આપણા સારે નશીબે હમણાં તો સરકારી મોટા અમલદારોને જ્યાં ત્યાં રાજ્ય-દ્રોહ દેખાય છે. આવે વખતે જે કોઈ સરકારી નોકર પોતાની મતલબ હાંસલ ન કરી લે તો તે મૂર્ખો માનવો. આવી સુંદર સોનેરી તક કોણ ખુવે! જેનું ભેજું ગેપ થયું હોય અને અક્કલ જેણે ગીરો મુકી હોય તેજ ખુવે. આ કાળમાં તો ગમે તેવા મોટા અને સત્યનિષ્ઠ માણસને પણ ચતુર્ભુજ કરવો તે સહેલામાં સહેલી વાત છે, અને મારા જેવાને તો એ રમત વાત છે. લેખણથી ચાર લીટાજ ખેંચવાની વાર કે ગમે તેવો મદોન્મત્ત મદગળ પણ શૃંખલાબદ્ધ થાય. હું મારી સત્તાનો

ઉપયોગ આ સમયમાં ન કરૂં તો મારા જેવો મૂર્ખો બીજો કોણ? રૂમાની મરજી વિરૂદ્ધ વર્તન કરવામાં પેલા દારૂડીઆ રમણચંદ્ર તરફથી આપણને હવે ભય રહ્યો નથી, કારણ ભ્રમણ મારી મુઠ્ઠીમાં આવી ગયો છે. ભય રહ્યો ચંદ્રકાન્તનો. ચંદ્રકાન્તનો પગ તો ભ્રમણે રમણચંદ્રના ઘરમાંથી કઢાવ્યો છે, પણ હજુ એનો ભય ખરો. એના જાણવામાં એ વાત આવે, અગર રમા કહેવડાવે, તો એનું બીજું કશું ન ચાલે તો મારૂં કાટલુંતો કઢાવેજ. એને તો સંડોવીજ દેવો જોઇએ. ત્રણ ચાર રીપોર્ટ તો એને માટે થઈ ગયા છે. દારૂના પીઠા ઉપર એ ચોકી કરવા જાય છે એટલે કુંવરજી, માણેકજી, ગલસિંગ, જાલમસિંગ, વિગેરે એના દુશ્મન બન્યા છે. રાજ્યદ્રોહી ભાષણો કરી લોકોને ઉશ્કેરવા માટે એ પ્રયત્ન કરી રહ્યો છે એવા સાક્ષીએ પણ મારા કહેવાથી કલાલોએ તૈયાર કર્યાં છે. હવે એને પકડી બંધીખાનામાં નાખવો, અને પછી શું કરવું તે જોઈ લઇશું. આજે ખાનગી મસલતનો દરબાર છે ત્યાંજ આપણે તો આપણું સાધી લેઈશું. બસ, ચંદ્રકાન્ત જો બંધીમાં સપડાય તો મારા માર્ગમાંથી કાંટો ખસી જાય. પછી તો રમા પણ નિરાધાર થશે એટલે એની હિંમત પણ ભાંગી જશે. ચંદ્રકાન્ત જેલમાં જાય તોજ આ સીધીસટ્ટ થાય તેમ છે.

(પડદો ઉપડે છે.)

(હાકેમનો દરબાર)

**ભદ્રસેન:** મદનચંદ્ર, તમે ગમે તે કહો પરંતુ મને તો એમજ લાગે છે કે ઇશ્વિરી પ્રેરણાથીજ એ મૂર્ખ લોકો ભડકી ઉઠયા છે. જેમને સ્વતંત્રતાનું ભાન નહિ, એ અમૃતનો જેમણે સ્વાદ સરખો પણ ચાખેલો નહિ, ગુલામીની બેડીએ જેમણે ઘરેણાં સમજીને ઘાલી—એ પ્રજા સ્વતંત્રતા માટે ઉભી થાય એ કુદરતનો પ્રભાવ કે બીજું કાંઈ! જ્યારે ભ્રષ્ટરાયે એમને પોતાના દબાણથી, ભારે જુલમથી અને સત્તાના હથિયારથી ધર્મભ્રષ્ટ, કર્મભ્રષ્ટ, વિચારભ્રષ્ટ અને મતિભ્રષ્ટ કર્યાં ત્યારે પણ એ લોકો આટલા બધા ઉશ્કેરાઈ ગયા ન હતા. કેમ કૃષ્ણસુખરામ, તમને શું લાગે છે? કુદરત ઉપર તમારો વિશ્વાસ છે કે નહિ?

**કૃષ્ણસુખરામ**: મહારાજ, મારો તો કુદરત ઉપર પૂર્ણ ભરોસો છે. પરંતુ રાજકીય બાબતોમાં કુદરતનો વિચાર કરી નાસીપાસ થઇ બેસીએ તો રાજ્ય કેવી રીતે ચાલશે ? નજીવી બાબતમાં કુદરતને આણવાથી કુદરતનું અપમાન થાય છે. હાકેમસાહેબ, અવસરનાં ગીત અવસરે ગવાય તોજ સારાં લાગે. રાજકીય બાબતોમાં તો વહેમી વૃત્તિઓનો ત્યાગ કરવાથીજ ફત્તેહ મળે છે.

**મદનચંદ્ર**: ખુદાવિંદ, અમો આટલા બધા રાજ્યના સેવકો સર્વ સુખને ભોગે પણ સુવર્ણપુરમાં સ્થપાએલી સત્તાનું રક્ષણ કરવા તૈયાર છીએ તો પછી કુદરતનું શું ચાલવાનું છે ? અમો રાજ્યદ્વારી પુરૂષો કુદરતના ખાલી દમથી હારી જનારા પૈકી નથી. અમારાં સ્વાર્થ અને સત્તા વચ્ચે રાજા ઇંદ્ર પણ જો આડે આવે તો તેને પણ શાસન કરવામાં કદી પણ ચુકીએ એવા નથી. આપ તદ્દન નિશ્ચિંત રહો. એ નિર્માલ્ય પ્રજાથી શું થવાનું છે !એ બધા ભાષણાચાર્યો ભાષણ કરી ખાવાના, બીજું એમનામાં શું બળ્યું છે ? એ પ્રજાને તો જેમ ધારીએ તેમ નચાવીએ. મહારાજ, એ તો જનાનખાનાની બીબીઓ છે, બીબીઓ.

**પાખંડીરાય**: સરકાર, એ નિમકહરામીઓને પાયમાલ કરવાનું કામ તો મનેજ સોંપવામાં આવેલું છે, ને મેં મારી ગોઠવણ પણ કરી મુકી છે. માત્ર દમનનીતિ શરૂ કરવાનીજ વાર છે. જ્યાં જ્યાં ખટપટો જોઇશ ત્યાં ત્યાં મારી સત્તાનો પૂર્ણ ઉપયોગ કરીશ. એમનામાંના ચેતન અને શકિતઓનો તો હું પૂરો દુશ્મન અને કાળ છું. હું પૂરેપૂરૂં જાણું છું કે એમના દુર્ગુણો અને દુર્વ્યસનો આપની સત્તાનો મજબૂત પાયો છે. આપણામાં વાસ કરનારાં રાજ્યદ્વારી કુનેહ, કુશળતા વગેરે સદ્દગુણોને જો એમનાં આળસ, કાયરતા, દુર્વ્યસનો વગેરેનો ટેકો ન હોત તો આપણી સત્તાનાં મૂળ એટલાં ઉંડાં જઇ શકતજ નહિ. જે મદિરાપાન આપણી સત્તાને અનેક રીતે પોષી રહ્યું છે તે મદિરાપાનનો નાશ કરવાનું જે હરામખોરોએ કામ ઉપાડયું છે એમને તો ખુણેખાચરેથી ખોળી ખોળીને યમના દરબારમાં હાજર કરીશ.

**મદન:** શાબાસ, શાબાસ. પાખંડીરાય, શાબાસ તમને મદદ કરવા આપણા કપટસેનજી પણ તમારી સાથે શામેલ છે.

**પાખંડીરાય:** ત્યારે તો દૂધમાં સાકર પડી. હવે કપટજીની મદદથી આ પાખંડીરાય કેવાં કૃત્યો કરી શકે છે એ પણ જગતને બતાવી આપીશ.

**મદન:** જુઓ મહારાજ, આ પાખંડીરાય અને કપટસેન જાતે ત્યાં જવા તૈયાર છે એટલે હવે બાકી શું રહ્યું ?

**ભદ્રસેન:** (મનમાં) રાજ્યભક્તિ તે એનું નામ. પાખંડ અને કપટ એ તો મારા ડાબા જમણા હાથ! એમના ઉપકારો હું કેમ ભૂલું ? મને આ સ્થિતિએ પહોંચાડવાનું માન પણ એમનેજ છે. (ખુલ્લી રીતે) શાબાસ છે તમારી રાજ્યભક્તિને. સર્વે શાન્તિ કરી એ ખવીસોનો નાશ કરજો.

**મદન:** સરકારને ચરણે એક વિનંતિ છે, આજ્ઞા હોયતો જણાવું.

**ભદ્રસેન:** બોલો, બોલો, તમારી સલાહ બહાર હું ક્યાં છું ?

**મદન:** સરકાર, આપ જાણો છો કે આવે અણીને વખતે કેટલાક રાજ્યદ્રોહી બદમાસોને દાબી દેવા માટે થોડા ખાત્રીના અમલદારોને ખાસ સત્તા આપવી જોઇએ. એ સત્તા આપ્યા સિવાય રાજ્યદ્રોહનાં મૂળ કપાશે નહિ. ઠેકઠેકાણે રાજ્યદ્રોહ ફેલાવવાની કોશિશ બદમાસો કરી રહ્યા છે. આપની ઇચ્છા હોય અને મને જો સત્તા આપવામાં આવે તો હું પ્રજાના અપજસના ટોપલો માથે વ્હોરીને પણ આ બદમાસોને પાંસરા કરીશ.

**ભદ્રસેન:** ઠીક, મદનચંદ્ર, તમે પણ તમારાથી બનતું કરજો. મારે હવે બીજું કામ છે. આ કામને માટે વળી પાછા ફરીથી મળીશું. (બધા જાય છે.)

**ભદ્રસેન:** (એકલો) આવા ખુશામતખોરોમાં પાણી કેટલું હોય છે, અને ખાનદાની કેટલી હોય છે એ જો બારીકાઈથી માપવાની શક્તિ કુદરતે બધાને આપી હોત તો રાજકાજ ચાલવું મુશ્કેલ થઇ

પડત. સ્વતંત્રતાને માટે અને દેશના ભલાને માટે સર્વસ્વનો ભોગ આપનારાઓની કિંમત આ મૂર્ખાઓએ કેવી આંકી! બદમાસો તો દેશના ભલા માટે અને પ્રજાના સુખ માટે મરનારાઓ, કે પોતાના પાપી પેટની ખાતર ખુશામત કરી પોતાને માટે નર્કની તૈયારીઓ કરી રાખનાર મૂર્ખાઓ! (વિચાર કરીને પછી) રાજ્ય ચલાવવું છે–સત્તા ચાલુ રાખવી છે, એટલે આવા મૂર્ખાઓને કામે લગાડયા સિવાય છુટકો જ નથી. આવા દેશદ્રોહીઓની મૂર્ખાઈ ઉપર અને દેશદ્રોહી કૃત્યો ઉપર અમારી મજબૂતાઈ ટકી રહી છે. બારોબાર આવી રીતે પરોણા પાસેથી સાપ મરાવવો એ પણ હાલના જમાનાની રાજ્યદ્વારી કુનેહ છે.

## પ્રવેશ ૪ થો

**સ્થળઃ**— કારાગૃહ.

**પાત્રોઃ**—ચંદ્રકાન્ત, મદનચંદ્ર, ભદ્રસેન, ઉદાજી વગેરે.

**મદનચંદ્રઃ** ( ચંદ્રકાન્તને ) ચંદ્રકાન્ત, તારા ભયંકર ગુન્હા માટે તને દેહાંતદંડની શિક્ષાજ યોગ્ય છે, અને તે ક્યારનીએ અમલમાં મુકવામાં આવી હોત પરંતુ આ મદનચંદ્રના કોમળ અંતઃકરણે તારે માટે દલીલ કરી તને વિચાર કરવાનો વખત આપ્યો છે. મૂર્ખા, હજુ વિચાર કર. બેવકૂફ ન બન. તારા નિર્દોષ સગાવહાલાના કલ્યાણ તરફ નજર દોડાવી આપણા પ્રજાપ્રિય સુબા ભદ્રસેનને શરણે જઈ જીવત-દાનની ભિક્ષા માગી તારા કુળનાં મૂળ કાયમ રાખ. અરે! ભદ્રસેનની સત્તાનો તને કેમ ખ્યાલ નથી? અમારા સત્તા અને બળ આગળ તમારો પક્ષ શું કરી શકવાનો હતો તેનો જરા તો ખ્યાલ કર. પતંગીઆની માફક દિવામાં ઝંપલાવી દેહત્યાગ શા માટે કરે છે? આવાજ વિચારો કેસરીનાથને વિદ્વાન છતાં કારાગૃહમાં સડાવે છે, અને બીજા ઘણાની તૈયારીઓ પણ ચાલે છે. સમયનો જે પુરૂષ વિચાર કરતો નથી તે વિદ્વાન છતાં મૂર્ખજ હોય છે. રાજ્યદ્વારી અને મુત્સદ્દી પુરૂષ તો એજ કે જે સમય પ્રમાણે વર્તે. તમારે તમારો જય

હવે સ્વપ્ને પણ ધારવો નહિ. માટે વિચાર કર, ચંદ્રકાન્ત, હજુ વિચાર કર અને હાકેમના પગમાં તારૂં માથું મુક. એ તને જીવતદાન આપે તેની જવાબદારી હું માથે લઉં છું.

**ચંદ્રકાન્તઃ** સમય, સમય કહી સમયને બહાને કર્તવ્યથી પતિત થયેલા વ્યંડળોનો સમય કદાપિ પણ આવતો નથી. કર્તવ્યકર્મ બજાવવા સમય માટે થોભવાની જરૂર નથી. અંતઃકરણની લાગણી એજ સમય છે. કાળ પ્રતિકૂળ હોય તોપણ કર્તવ્યકર્મનું જોર કાળ અનુકૂળ કરી ઘસડાઈ જતા વહાણને ઠેકાણે લાવી શકે છે. શ્રી રામચંદ્રજી કર્તવ્ય કર્મને કોરે મુકી ફક્ત સમયનોજ જપ કરતા બેઠા હોત તો રાવણ જેવા બળીઆને તેના ગર્વનુ અને પરસ્ત્રીહરણનું ફળ ક્યારે મળત? મદનચંદ્ર, મને વિચાર કરવાની ભલામણ કરતાં પહેલાં આપજ વિચાર કરો કે પ્રાણી માત્ર મરણને શરણ છે ત્યારે મરણથી ડરી કર્તવ્યભ્રષ્ટ થવાથી મનુષ્ય પોતાનો બચાવ કેવી રીતે કરી શકવાના છે. મદનચંદ્રજી, મરણની બીક તો કાયરનેજ હોય છે. જ્યારથી મારા દેશની દશાનો ખ્યાલ મારા મગજમાં આવ્યો છે, ત્યારથીજ અમે તો મરણને શરણ થયા છીએ. હાથમાં માથું લઈ કર્તવ્ય બજાવવા મેદાન પડેલા પુરૂષો મરણની બીકથી તેમના દેશની ખાનાખરાબી કરનારના પગમાં પોતાનો જાન બચાવવાની ખાતર માથું મુકે તો દુનિયા ડૂબી એમજ સમજજો. '**वीरस्य मरणं तृणमिव**'. મેં મારા જીવની આશા ક્યારનીએ મુકી દીધી છે સમજ્યા, હવે શરણ જવાની વાત મુકી દઇ મારા મરણની જે કાંઈ તૈયારીઓ તમારે કરવી હોય તો કરો.

**મદનઃ** (ભદ્રસેનને) એ હવે માનવાનો તો નથીજ, એને તો પાંસરો કરેજ છુટકો. આવા ભયંકર પુરૂષોને છુટા રાખવામાં પણ પાપ છે. એમને તો થોડા વરસ સુધી દેશનિકાલ જ કરવા જોઇએ.

**ભદ્રસેનઃ** હા, હું પણ એમજ ધારૂં છું. (ચંદ્રકાન્તને) ચંદ્રકાન્ત, અમારો કારાગૃહવાસ સ્વીકાર્યો એટલેજ તું શરણ આવ્યો એમ અમે

માનીએ છીએ. શું તું એમ ધારે છે કે થોડા મુઠ્ઠીમાં સમાય એટલા બાયલીઆઓની ભૂમોથી ચારે દિશાએ જેના જયની દુંદુભી વાગી રહી છે અને જેના વિજયવાવટાઓ દશે દિશામાં ફરકી રહ્યા છે તેવી સત્તા નમશે? અરે, નાદાન પુરૂષોએ કાવત્રાં રચનાં પહેલાં અમારા બળનો વિચાર કરવો જોઇતો હતો. અમારી સત્તાનો સ્હેજ ખ્યાલ આણવો જોઇતો હતો.

**ચંદ્રકાન્તઃ** સર્વે બાબતોનો ખ્યાલ કરી, ઉંડો વિચાર કરી લડત શરૂ કરી છે. દારૂના દુર્વ્યસનનું મૂળ મારા દેશમાંથી કાઢવાની હિલચાલ કરવામાં તે વળી લાંબો અને ઉંડો ખ્યાલ શો કરવાનો હોય? હેતુ શુદ્ધ છે તો પછી બીજો વિચાર શો કરવાનો? અમારી લડત સત્યની છે—શુદ્ધિની છે. બળ અમારી પડખે છે, સત્તા તમારી પડખે છે. અમે સત્તા વગરના છીએ એ ખ્યાલ અમારા મગજમાંથી દૂર થયો નથી. અમે તો ચારે તરફ નજર ફેરવી અમારો કાર્યક્રમ આંક્યો છે. સત્ય આખરે તરે છે એ વાક્યમાં અમને વિશ્વાસ છે. અફસોસની વાત એ છે કે તમારા જેવા પુરુષો ગંભીર ભૂલો કરી રહ્યા છો. જુલમની તલવારે સત્યને દાબવાના પ્રયત્નો આપ કરી રહ્યા છો. સત્યબળ અને સત્તાબળ કરતાં આત્મિકબળ શતગણું વિશેષ બળવાન છે એ આપ કેમ ભૂલો છો? મારા આત્મિક બળ ઉપર મને વિશ્વાસ છે. મને કારાગૃહમાંજ પૂરો કરવામાં આવે તો પણ મરણ વખતે આખરે પ્રભુ પાસે એજ માગણી કરીશ કે 'હે પ્રભુ! આ પવિત્ર ભરતભૂમિમાં મને ફરીફરીથી અવતાર આપજે અને પ્યારા ભારતવાસીઓની નિઃસ્વાર્થ બુદ્ધિથી અને શુદ્ધ અંતઃકરણથી સેવા કરતાં કરતાં મરવાની તક મને ફરીથી આપજે.' સુબાસાહેબ, હું મારા નિશ્ચયથી કદી પણ ડગવાનો નથી.

**સાહેબઃ** વીરના ફરજંદો કહેવડાવનારા પણ આવાં નીચ કૃત્યો કરે એ દેશને લાંછનરૂપ નથી? તું તારા મોઢેજ કહે, ચંદ્રકાન્ત, તું રાજદ્રોહના ભયંકર ગુન્હા માટે કડકમાં કડક શિક્ષાને પાત્ર નથી?

**ચંદ્રકાન્ત:** તમે મને ગમે તે શિક્ષા કરો પરંતુ એટલું તો નક્કીજ છે કે મારૂં મન મને ગુન્હેગાર કહેતું નથી. પોતાના દેશ ઉપર પ્રેમ કરવો અને દેશબંધુઓને દુર્વ્યસનમાંથી દૂર કરવાના પ્રયત્નો કરવા એ જો ભયંકર ગુન્હો હોય અને એને માટે જો કડક શિક્ષા હોય તો તે શિક્ષાને હાકેમ સાહેબ પણ પાત્ર છે. દેશસેવાને જો ગુન્હો ગણવામાં આવે તો લાખો સદ્‌ગૃહસ્થોને ફાંસીના લાકડે લટકાવવા જોઇએ. મારા દેશબંધુઓને દારૂના વ્યસનથી હું છોડવવા પ્રયત્ન કરૂં એ રાજ્યદ્રોહ, કેમ ? મારા દેશના ભૂખે મરતા ગરીબોને રોજી મળે તે માટે જાતે રેંટીઓ કાંતી, ખાદી પહેરવાનો ઉપદેશ કરૂં એ રાજ્યદ્રોહ, કેમ ? સુબાસાહેબ, રાજ્યદ્રોહની તમારી વ્યાખ્યા તો જુદીજ છે. જ્યારે સત્તાનો દુરૂપયોગ થતો હોય, અધિકારમાં અંધ બની અમલદારો પ્રજાને પીલતા હોય, પ્રજા સત્તાધારી જળોથી ચૂસાતી હોય, દેશ દુઃખના દરિયામાં ડૂબતો હોય ત્યારે એવી સત્તાને ગમે તેવાં સખતમાં સખત પગલાં ભરીને પણ સુધારવાનો દરેક માણસને કુદરતી હક છે. દરેક અમલદારને દેશના દરેક સદ્‌ગૃહસ્થના દરેક સત્‌કાર્યમાં રાજદ્રોહ દેખાય એ અમલ આથમવાનાં ચિન્હો છે.

**ભદ્રસેન:** તારૂં મોત તને વિચાર નથી કરવા દેતું. હમણાં દબાણની રાજનીતિ અખત્યાર કરીશું એટલે બધું બંધ થઇ જશે. બધા ચંદ્રકાન્ત અને પ્રાણશંકર નથી, સમજ્યો ? તમારા હજારો માણસો જેલમાં સડે તો એમાં અમારૂં શું જવાનું ? ચૌદમું રત્ન જાગશે એટલે બધા ટપોટપ પડવા માંડશે.

**ચંદ્રકાન્ત:** જુલમની સામે ટટ્ટાર ઉભા રહેવાની તાકાત ઘણામાં નહિ હોય. વખતે જુલમ અને જોરથી એકાદ વખત જુલમી ફાવે પણ ખરો, પણ એના અત્યાચારો અને જુલમ એને માટે કબર ખોદ્યા વગર નથી રહેવાના. નિર્બળને વખતે યશ નહિ મળે. પણ જુલમીને તેના જુલમનો બદલો તો મળશેજ. પ્રજાની નબળાઇને પોષીને સત્તા

જમાવવાની દાનત પ્રભુને શી રીતે ગમશે ? હાકેમસાહેબ, તમે આંખો ખોલો. તમારામાં જ્યારથી શંકાએ વાસ કર્યો ત્યારથી ચારે તરફ રાજ્યકારભારમાં અંધારૂં શરૂ થયું. ઘણા બદમાસ નોકરો આવે વખતે સ્થિતિનો લાભ લઇ, વહેમી અધિકારીઓના વહેમને વધારી, દરેક બાબતમાં રાજ્યદ્રોહનું નામ આગળ ધરી પોતાની મતલબ સાધી લે છે-પ્રજાને લૂંટે છે. અમલદારો વહેમી બને ત્યારે નોકરો બેલગામ થાય જ. રાજ્યદ્રોહની અધિકારીઓને મનગમતી વાતો કરી કેટલાએ નીચ નોકરોએ બીજાનાં ઘર ભાંગી પોતાનાં ખિસ્સાં તર કર્યાં છે. ન્યાય દરબારોમાં પણ ન્યાયાધીશોનાં વહેમી મન ભંભેરી પોતાની મતલબ હાંસલ કરી લેવાની બદદાનતથી કેટલાએ નીચ વકીલો, પ્રતિપક્ષી ખટપટીઓ, રાજ્યદ્રોહી અને ખાદીના ખવીસોને પગલે પગલે ચાલનારો છે એવું ન્યાયાધીશના મનમાં ઠસાવવાના પ્રયત્ન કરે છે. કાચા કાનના, કમઅક્કલ ન્યાયાધીશો આવા લુચ્ચા અને મતલબીઆ વકીલોથી છેતરાઇ ઘણી ફેરા ન્યાયદેવીનું ખૂન પણ કરે છે. હાકેમ સાહેબ, ન્યાયાધીશની નબળાઇનો લાભ તો ખૂબ લેવાય છે.

**મદનઃ** સાહેબ તમારા ભાષણ સાંભળવા નથી આવ્યા, સમજ્યાને ચંદ્રકાંત.

**ચંદ્રકાન્તઃ** હા, હું સમજ્યો, મદનચંદ્ર. હું અહીંઆ આવવા માટે એમને આમંત્રણ કરવા પણ નહોતો ગયો, સમજ્યાને મદનચંદ્રજી. આપ બેફિકર રહેજો. મારા બોલવાથી એમના ઉપર ઉંડી અસર નથીં થઇ જવાની. તમારી બેલગામ સત્તા કાયમ રહેશે.

**મદનઃ** ( હાકેમને ) સાહેબ, ચાલો એ તો એનું મગજ ગુમાવી બેઠો છે.

**ભદ્રસેનઃ** ત્યારે તમે દારૂનિષેધની હિલચાલ નહિ જ મુકવાના, કેમ ચંદ્રકાન્ત ?

**ચંદ્રકાન્ત:** એ પવિત્ર કામ તો મારાથી મુકાયજ કેમ? મારા દેશબંધુઓને દારૂના દુર્વ્યસનથી દૂર રાખવાના પ્રયત્નો હું શિરસટ્ટે કરીશ.

**ભદ્રસેન:** ઠીક, ત્યારે, બધું કાયદેસર થશે.

**ચંદ્રકાન્ત:** અમલદારોએ પોતાની બુદ્ધિનો ઉપયોગ તો બેકાયદે કામને કાયદેસર ઠરાવવા માટે કાયદામાં બારીઓ મુકવામાંજ કર્યો છે.

(બન્ને જવા લાગે છે.)

**મદન:** (જતાં જતાં) કેમ ઉદાજી જમાદાર, ખબરદાર જો આને કોઇપણ જાતની સગવડ કરી આપી તો. આજે બપોરે એને ફટકા મારવાના છે. હાજર રહેજો. જોઇશું આજે તમારા હાથમાં કેટલું બળ છે તે. (જાય છે.)

ઉદાજી: (એકલો) ખાટકી અને કસાઇઓના પણ અંતઃકરણને દયા આવે એવાં કામો કરનાર ઉદાજીના અંતઃકરણ ઉપર આજે પહેલ-વહેલીજ દયાની છાયા પડી. આ પુરૂષનો ગંભીર અને ઓજસ્વી ચહેરો જોઈ મારા મનમાં કંઇ કંઈ થાય છે. બળ્યું આ પેટ. એને માટે કેટલી ગુલામગીરી કરવી પડે છે? આ પાપી હાથે આજે આ પવિત્ર પીઠ ઉપર ફટકા પડવાના શું? આ બિચારાઓ તો બધાના ભલા માટે દુઃખ વેઠી રહ્યા છે. શું એમના દુઃખનાં મીઠાં ફળોમાં અમે અને અમારાં સંતાનો ભાગીઆ નહિ થાય? આવી સ્થિતિમાં રહેવા કરતાં મરવું બહેતર છે. દેશભક્તને મદદ કરવાને બદલે શું હું એમને ફટકા મારીશ? ખાવા ન મળે તો ભલે પણ દેશદ્રોહી કદી થવું નથી. આવાં કૃત્યોથી મેળવેલા પૈસા ધૂળ બરોબર છે. દેશદ્રોહી થવાથી વખતે અધિકાર પ્રાપ્ત થાય તો પણ શું થયું? એવા અધિકારીઓને અને અધિકારને હજારવાર ધિક્કાર છે. હું આજે ચંદ્રકાન્તને ફટકા તો નહિજ મારવા દઉં. (પડદો પડે છે.)

# પ્રવેશ ૫ મો

**સ્થળઃ**—પોલિસથાણાનું મકાન.

**પાત્રોઃ**—રમા અને મદનચંદ્ર.

**રમાઃ** ( મનમાં ) હજુ નસીબમાં શું શું લખ્યું છે પ્રભુ જાણે! મંડળમાંથી આવતાં રસ્તામાં માથામાં વાગવાથી એમને પોલિસથાણામાં લાવવામાં આવ્યા છે એટલુંજ કહીને સિપાહી તો ચાલતો થયો; પણ ક્યું પોલીસથાણું તે તો એણે જણાવ્યુંજ નહિ. હશે, આ સામેના પોલિસથાણામાં તપાસ કરવાથી માલુમ પડશે. પ્રભુ! મારા નાથના વાળને પણ ધક્કો લાગવા દઈશ નહિ. અરે! આવે રાત્રિને વખતે એકલાં પોલિસથાણે આવવાનો મારા ઉપર પ્રસંગ આવ્યો તે પ્રભુ તને શી રીતે ગમ્યો? સોમલનું ઝેર માણસનો પ્રાણ હરણ કરે છે પણ મદિરાનું ઝેર આખા કુટુંબની ઇજ્જત હરણ કરે છે, ધન હરણ કરે છે અને પ્રાણ હરણ પણ કરે છે. આ મદિરાએ મારા જેવી કેટલીએ અબળાઓના સંસાર ભાંગ્યા હશે. શું, સરકારમાબાપને રૈયતના સુખ અને ઇજ્જત કરતાં દારૂના વ્યાપારની કમાણી વધારે વહાલી લાગી?

**સિપાહીઃ** ( પાસે આવીને. ) રમા, તારૂં નામને?

**રમા:** હા ભાઈ, મારૂંજ નામ રમા. ભાઈ, આજ પોલિસ-થાણામાંથી મને કોઈ તેડવા આવ્યું હતું કે?

**સિપાહી:** હા, આ મકાનના મેડે એને રાખવામાં આવ્યો છે. આ દાદરે થઈને ઉપર જા.

**રમા:** (ગુંચવાડામાં પડીને) ઉપર કોણ કોણ છે?

**સિપાહી:** દાક્તરસાહેબ અને બધાએ છે. ઉપર જા એટલે જાણશે. ડાબી બાજુના અંદરના ઓરડામાં એને રાખ્યો છે.

**રમા:** (દાદર ઉપરનું પગથીઉ ચઢીને, ખમચાઈને, મનમાં) અહીં મારા પગતો થરથર ધ્રૂજે છે. હું પારકા ઘરમાં રાત્રિના વખતે એકલી શી રીતે જાઉં? (મનમાં જરા હિંમત આણીને.) મન તું ઘેલું છે. મારા શિયળના સ્વામીની પાસે જતાં કેમ ગભરાય છે? જાહોજલાલીની વખતે નાથને માટે બંગલાઓમાં જતાં જે મન આનંદમાં ઘેલું થઇ જતું તે મન આજે પહેલેથીજ ઘેલું થયું અને મને નાથની પાસે જતાં અટકાવે છે. મન ગમે તેમ દોરે પણ હું મારો પતિવ્રતાનો ધર્મ કેમ ભૂલું? જ્યાં નાથ ત્યાં હું. પછી નાથ ગમે ત્યાં હોય, મહેલમાં હોય કે રાક્ષસોના ઘરમાં હોય કે ભૂતોથી વસાયેલા ભૂતાવળમાં હોય, મારે તો નાથની પાસે જવુંજ જોઇએ. (ઉપર ચઢે છે.)

(હીરાશંકર અને મણીશંકર અંદરથી દોડતાં બહાર આવે છે.)

**હીરાશંકર:** અરેરે, ગજબ થયો! રમાબ્હેન ઉપર ગયાં! એ રાક્ષસની દાઢમાં સપડાયાં! મદનચંદ્રનું કાવતું સફળ થાય તેમ લાગે છે! મારે તો રમાબ્હેનને સાનમાં સમજાવીને અહીંથીજ પાછાં વાળવાં હતાં. એ બાજી હાથમાંથી ચાલી ગઈ. મને તો લાગે છે, મણીશંકર, ગમે તે રસ્તે મદનચંદ્રનું ખૂન કરીને પણ રમાબ્હેનનું રક્ષણ આપણે કરવું જોઇએ. ભાઇ, હું ઘરડો થયો છું. હવે હું ફાંસીને લાકડે મરીશ તોએ વાંધો નથી. તું મારી પાછળ મારા કુટુંબકબીલાનું

રક્ષણ કરજો. હવે બીજો ઇલાજ નથી. મદનચંદ્રને કહેવા માટે સિપાહી તો ગયોજ છે. એમને ખબર પડશે એટલે એ તરત મોટરમાં આવ્યોજ સમજો.

**મણીશંકર:** કાકા, રમાદેવીના રક્ષણ માટે મરવાનો સવાલ આવે ત્યાં કોઇને ઉમ્મરનો વિચાર સરખો પણ ન આવવો જોઇએ. એ તો આપણા નગરનું ભૂષણ! આપણે જીવતાં આપણી નજર આગળ એ ભ્રષ્ટ થાય એ આપણાથી કેમ સહન થાય? પણ હું તો યુક્તિથી કામ ન બને તોજ પ્રાણ આપવાની તરફેણમાં છું. મારા ઓછા ભોગે દુશ્મનનું વધારે નુકસાન થાય એ રીતથી હું તો લડવાવાળો છું. મને એક યુક્તિ સૂઝી છે.

**હીરાશંકર:** જો યુક્તિથી કામ થતું હોય તો મને પણ તે કબૂલ છે. શી છે તારી યુક્તિ તે તો બતાવ? તમે જુવાનીઆઓ નહીં કરો તેટલું ઓછું.

**મણીશંકર:** પ્રજાને પીલવા માટે નવા નવા કિસ્સા કર્યા હતા તેજ કિસ્સાઓ અધિકારીઓના જુલમને તોડવા માટે રચવાના, બીજું શું? બરોબર સમજાવીને ઘેર (કાનમાં કાંઇ કહે છે.)

**હીરાશંકર:** યુક્તિ તો ઠીક શોધી કાઢી. ઠીક, તું હવે જલદી જા. જોજે કાચું ન કપાય.

**મણીશંકર:** કાકા, હું જાઉં છું. જો આ કામમાં પકડાઉં તો મારા કુટુંબનું રક્ષણ તમે કરજો. (મણીશંકર દોડતો જાય છે.)

(પડદો ઉપડે છે.)

(રમા ઓરડામાં બોલે છે. બારણા આગળ સંત્રી પહેરો ભરે છે.)

**રમા:** આ કાવત્રાનો ભેદ હું પામી ગઈ. એ મૂઆ મદનચંદ્રનાં આ કામ છે. ગયે વખતે પ્રભુ, તેં મારો બચાવ કર્યો. આ વખતે તો હું યમને તાબે થઇ મારો બચાવ કરી લઇશ. શિયળ સાચવતાં

આત્મહત્યા કરવી એ પાપ નથી. પ્રભુ, તારા સિવાય આ રાક્ષસ-ખાનામાં મારો કોણ બેલી છે ? ( મદનચંદ્ર પ્રવેશ કરે છે. સંત્રી ચાલ્યો જાય છે. )

**મદનચંદ્ર:** ( રમા પાસે જઇને ) ડાહી, હવે મારો સ્વીકાર કરવામાંજ ડહાપણ છે. જા, તેં કરેલાં સર્વ અપમાન હું ભૂલી જાઉં છું. આવેલા સુયોગનો લાભ લેવો એજ ભૂષણાસ્પદ છે.

**રમા:** ના, તે હું કદી માનીશ નહિ. પોતાના પ્રાણવલ્લભને માટે પોતાનું પવિત્ર પાતિવ્રત્ય અચળ, નિષ્કલંકિત રાખવા માટે પ્રાણની દરકાર પણ ન કરવી એજ ઉંચ કુળમાં જન્મ લીધેલી સ્ત્રીને ભૂષણાસ્પદ છે.

**મદનચંદ્ર:** હરિણી, તારી વિચારશક્તિ પૂર્ણ વિકાસ પામી નથી. રમણી, હજુ વિચાર કર. ( હાથ પકડવા જાય છે. )

**રમા:** દૂર. ( ખસી જાય છે. )

**મદનચંદ્ર:** ( ગુસ્સાથી. ) હઠીલી, હવે હઠ છોડી દે; તને કહું છું તું છોડી દે. માન—માન—હજુ માન. તારા એ ચંડાળ ચંદ્રકાન્તની અને દારૂડીઆ રમણચંદ્રની મેં પૂરેપૂરી વ્યવસ્થા કરી દીધી છે. તું એમની આશા છોડ. એ તો કારાગ્રહના કીડા થવાના, કીડા. એમના સંગથી તને શું સુખ મળશે તેનો વિચાર કર. એમને ત્યાં તને ગુલાબની શય્યા નથી મળવાની સમજી.

**રમા:** મદનચંદ્ર, હું સઘળું સમજું છું. એ મહાન પુરૂષના અંગમાં જબરૂં જોર છે એટલે શત્રુનો ભંગ કરવામાં એમને ખમવું તો પડેજ. જ્યાં જાલિમ રાજ્ય કરી રહ્યો હોય ત્યાં જેલ એ આબરૂદારને માટે મહેલ છે. હું તો માનું છું કે ઇશ્વર સત્યનો બેલી છે,

**મદનચંદ્ર:** તારા સત, પત અને પતિવ્રત્યના ઢોંગને છોડી દે.

**રમા:** વ્યભિચારી, ગમે તે થાય, વખતે સૂર્ય પૂર્વનો પશ્ચિમમાં ઊગશે, આકાશ પાતાળ એક થશે, ધરણીધર ભારથી મરણ પામશે, પૃથ્વી રસાતાળ જશે અને સમુદ્ર પોતાની માઝા છોડશે તોપણ સતી પોતાનું સતીત્વ છોડનાર નથી તે નથીજ.

**મદનચંદ્ર:** એમ કે? તું સીધી રીતે નહિજ માનવાની! હું ખાત્રીથી કહું છું કે મારો મનોરથ પૂરો નહિ થાય તો રમણચંદ્રના આંગળી આંગળી જેટલા ટુકડા કરીશ—નાહક બિચારાના પ્રાણ શામાટે ખોવડાવે છે? તારા હાથમાં એના પ્રાણ છે. ( પાલવ પકડવા જાયછે. )

**રમા:** હેવાન, હઠી જા. આંગળી જેટલા તો શું પણ મારા પ્રાણનાથના અને બંધુ ચંદ્રકાન્તના રઈ રઈ જેટલા અને આ પવિત્ર કાયાના ખસખસ જેટલા ટુકડા કરીશ તોપણ તારો દુષ્ટ મનોરથ સિદ્ધ થવાનો નથી.

**મદનચંદ્ર:** મારા સપાટામાંથી આજે તો તને નથી જ છટકવા દેવાનો.

**રમા:** મદનચંદ્ર, ઇશ્વર તરફ નજર કરી કાયાનો ખ્યાલ કરો. આ ક્ષણભંગુર દેહનો જરા વિચાર કરો. પાપી કૃત્યોનો પસ્તાવો કરો અને હવેથી સારો માર્ગ ધરો. પસ્તાવો એ ખરૂં અને જબરૂં પ્રાયશ્ચિત છે.

**મદનચંદ્ર:** હું તારૂં બધુંએ ડહાપણ સમજી ગયો છું. ગંધર્વલગ્નનો વિધિ પૂરો કરી તું કહીશ તે સર્વ કરવા તૈયાર છું.

**રમા:** મૂર્ખા વિચાર કર. કાયાનો દુરુપયોગ થાય છે.

**મદનચંદ્ર:** સુંદરી, તારા જેવી યુવતી તો મારાજ મંદિરમાં શોભે. અહાહા! ઉપદેશ કરવાની છટા પણ જુદીજ. પ્યારી, આ તારા દાસને દૃઢ આલિંગન આપી તારી જીંદગીનું સાર્થક કર. ( આલિંગન આપવા જાયછે. )

**રમા:** ( તમાચો મારીને. ) કમજાત, કુતરા, કાળાં કર્મો કરતાં કેમ કપાઇ જતો નથી?

**મદન:** ( ગુસ્સાથી ) હઠીલી, આમ આવ. સાંભળ્યું કે નહિ? આમ આવીને મારી સામે ઉભી રહે. તારો મિજાજ ઠેકાણે લાવ. તારૂં આવી બન્યું છે એમ સમજજે.

**રંભા:** હે અધમ વ્યભિચારી, જો કે હું હમણાં એક ગરીબ અબળા દેખાઉં છું તોપણ હું એક અદ્દભુત્ શક્તિ છું, એમ તારા જાણવામાં આવશે. પતિવ્રતાનો છળ કરવો મુકી દે. ચેત, મૂર્ખા, હજુ ચેત.

**મદન:** ( ખીજવાઇને ) તું તારા આવા નાદાન શબ્દોથી મારા મનમાંનો તારે માટેનો પ્રેમ ઓછો કરે છે. મારા જેવા શૂરની શય્યા ઉપર સૂવાનું તારૂં નસીબ ક્યાંથી હોય ? એ તો તારા પૂર્વજન્મના તપને લીધે આ કૈલાસનું સુખ તને પ્રાપ્ત થવા બેઠું છે. મારા જેવા હોંસિલા પ્રતાપી પુરૂષની સાથે રતિવિલાસની કલ્પના તને સ્વપ્ને પણ આવી શકે નહિ. તારૂં નસીબ ખુલવા માટે હવે તારા હકારનીજ ફક્ત વાર છે. તારા જેવી કંગાલની પુત્રીના આ એક ખાનદાન કાલાવાલાં કરે છે એ શું તને ઓછું માન છે? આથી વધારે માન અને સુખ તને એ નામર્દાને ત્યાં શું હતું? પરમેશ્વર તને આ સુખની બક્ષિસ આપવા માટે બેઠો છે તેનો અનાદર કરી તું ઇશ્વરનું અપમાન કરતી નહિ.

**રંભા:** નહિ મદનચંદ્રજી, એ વાત તો બનવાનીજ નથી. ભલે જીવ જાય તો બહેતર પણ કુલટાનું કામ કરી કુળને કલંક નહિજ લગાડું.

**મદન:** તારૂં શરીર જો કે નાજુક અને મૃદુ છે તો પણ તારૂં અંતઃકરણ શિલા જેવું કઠણ છે. તારો જક્કી સ્વભાવ મારામાં ક્રોધ ઉત્પન્ન કરે છે, પણ તારૂં સુંદર વદન તેના ઉપર શાન્તિનું જળ સિંચે છે. એ દારૂડીઆએ તારો જોબનરસ ચાખ્યો છે છતાં મારા જેવો મહાન્ નર તારી સાથે એકાંતમાં સુવાસિક કુસુમોની શય્યાં ઉપર વિલાસ કરવા તૈયાર થયો છે, તને છાતી સરસી ચાંપી તારા રાતા કુમળા

હોઠમાંનું અમૃત પ્રાશન કરવા માટે પ્રભુએ મને તૈયાર કર્યો તે માટે પ્રભુનો પાડ માની મને આલિંગન આપ. રમા, ઈંદ્રની અપ્સરાને પણ ન મળે એવા અલંકારોથી તારૂં કોમળ શરીર શણગારીશ. હવે વિલંબ ન કર. આવ, મારી સત્તાનો જરી ખ્યાલ કર, ઉંડો વિચાર કર.

**રમા:** પાપી, તું તારી સત્તાના બળ ઉપર કૂદતો હઇશ પણ યાદ રાખજે કે સાધ્વીના છળથી તારી સત્તાને–તારી શક્તિને––તારા અધિકારને–તારા વૈભવને તારા ઐશ્વર્યને ઉધાઈ લાગશે. સાધુપુરૂષ અને સાધ્વીઓના છળ કરનાર ખળ પુરૂષોનો કુલક્ષય થયા સિવાય રહેશે નહિ. પાપી નજરથી, સ્વાર્થ બુદ્ધિથી, નિરાધાર પર જુલમ કરનાર કયારે સુખ પામ્યા છે? આવાં અધમ કૃત્યોથી ઘણાજ પ્રતાપશાળી રાજાઓનાં રાજ્યો અધમ ગતિએ પહોંચ્યા છે તો તું શા હિસાબમાં? સત્તા અને અમલના મદમાં અંધ થએલાઓને શિક્ષા કરવા શ્રી કૃષ્ણ હમેશાં ગદા સાથે તૈયાર હોય છે તે તું કેમ ભૂલે છે? કસાઇ, સાધ્વી-છળ ન કર.

**મદન:** ( ગુસ્સાથી ) આ તું શું બકે છે? તારી સામે રાજ્યનો મોટો અધિકારી એટલે આ નગરનો ખરો રાજા ઉભો છે તે તું કેમ ભૂલે છે? આ નગરની પ્રજા ઉપર મારી પૂર્ણ સત્તા છે. આ રાજાના હુકમને તાબે તારે થવુંજ પડશે. તું તો શું, પરંતુ મારા મનમાં આવે તે સ્ત્રીને તેના પતિની સોડમાંથી ખેંચી લાવવાની મારી તાકાત છે. ધારેલું કામ ન કરૂં તો અમલદારી શા કામની?

**રમા:** કોઈ પણ સ્થળે પાપાચરણ થતું હોય તો તે શોધી કાઢી નષ્ટ કરવા માટે અમલદારી હોય છે. પ્રજાના પૈસા ધૂતી તેમના ઉપર શૂર થવા માટે અથવા અબળાઓ ઉપર છડેચોક જુલમ કરી પાપમાં પુરૂષાર્થ માનવા માટે અધિકાર હોતા નથી. અંધ થા મા...

**મદન:** તારા જેવી હઠીલીના શાપથી ડરી હું નિશ્ચયથી ડગું તો અમલદારીનું ભૂષણ શું રહ્યું?

**રમા:** પોતાની પ્રજા પ્રત્યે પવિત્ર પ્રેમ રાખી પ્રજાનું પુત્રવત્ પાલન કરી તેમની પ્રીતિ સંપાદન કરવી એજ અમલદારીનું ભૂષણ છે. રાજ્યના રાજ્યદ્વારી, ધર્મધુરંધર પુરૂષોના કામની કદર કરી તેમના ચાતુર્યનો યોગ્ય બદલો આપી તેમને રાજ્યના સ્થંભ બનાવવા એજ અમલદારીનું ભૂષણ છે. ગુન્હેગાર પ્રજાને દયાળુ અંતઃકરણથી સખ્ત સજા કરી રાજ્યની હદમાંથી ગુન્હાનાં મૂળ નાબુદ કરી રૈયતની બીક ભાંગવી એજ અમલદારીનું ભૂષણ છે. અધિકારના શિખર ઉપર રહી વૈભવની હવાથી બેફામ બનેલા ખુશામતીઆ નોકરોની ગુપ્ત રીતે બારીક તપાસ કરી, તેમના મગજમાંનો પવન ઉતારી, તેમના ત્રાસથી પીડાતી અશાન્ત પ્રજામાં શાન્તિ પ્રસારી, દીન પ્રજાને હીન લોકોથી છોડાવવી એજ અમલદારીનું ભૂષણ છે.

**મદન:** તારા ડહાપણનો ભંડાર ઠાલવવાનું હવે મુકી દે. તારા જેવીના ગર્વ તો મેં કેટલીએ ફેરા ઉતાર્યા છે. એવા ફાંકા રાખવામાં મદનચંદ્ર સામે કોઇ ફાવે તેમ નથી. મારૂં ડગલે ડગલે અપમાન કરે છે તે હું તને માફ કરૂં છું તેથી તું બ્હેકી જાય છે કેમ ? તારા જેવીનાં અપમાન સહન કરે એવો આ મદન નથી, સમજી ?

**રમા:** માન માનને લાયક હોય તેને આપવામાં આવે તોજ એ માન, નહિ તો ખરેખાત એ વિષપાન છે. વ્યભિચારી, ઇતિહાસ કેમ ભૂલી ગયો ? અરે, દ્રૌપદી......

**મદન:** બસ કર, તારી લવારી. મારે તારી દ્રૌપદી નથી સાંભળવી. તને સમજાવીને થાક્યો. હવે તો તારા ઉપર જુલમજ. તું તારે હાથે તારા કાળને બોલાવે છે.

**રમા:** મૂર્ખા, મરવું તો સર્વને છેજ. તો સુકૃત્યો કરતાં શા માટે ન મરવું ? સૈરંધ્રીના છળમાં કીચકે શો લ્હાવો લીધો ?

**મદન:** મને કીચક અને સૈરંધ્રીના દાખલા ન આપ. ઇતિહાસ યાદ કરતાં કરણને કેમ ભૂલે છે ? કૌશાલ્યાણી બહુએ ચાંક-

વાળી હતી પણ અલ્લાઉદ્દીનની સોડમાં ભરાઈ ત્યારેજ સુખી થઇ. દ્રૌપદીની વાતો તો જુના જમાનાની છે. તું કૌળારાણીનો ઘડો લે. સમય જોઇને વર્તવામાંજ ડહાપણ છે. એણે તો સમય જોઈ એક ધર્મ છોડી બીજો ધર્મ સ્વીકાર્યો. તારે કાંઇ એ સાહસ કરવાનું નથી. હું તો તને તારા એ દારૂડીઆ અને દરિદ્રીને છોડવાનું પણ કહેતો નથી, તું મને ઇતિહાસ શું શીખવે છે? હવે તને છેલ્લી વખતનું કહું છું કે તારામાં ભરાએલું ભૂત કાઢી નાખ. તારા મગજમાં શું ભૂંડું ભરાયું છે, કોણ જાણે? પ્યારી રમા, તું એક ફેરા તો મારી તરફ હસતે મ્હોડે જો!

**રમાઃ** કુલાંગાર કૌળારાણીના હિમાયતી, એ આશા તારી ફોક છે. તારા સત્તાને લીધે ભલે તને રાજ્યના વૈભવ મળે પણ તારાં દુષ્કૃત્યો જાણ્યા પછી તારી સત્તામાં દબાએલ પતિવ્રતાનાં મીઠી નજરની આશા તો તું સ્વપ્નામાંએ કરતો નહિ. તારા તરફ જોઈને હું હસું? મારા દેશની પાયમાલ કરનારની તારા જેવા સિપેહસાલાર જોઇને હું રાજી થાઉં? મારા પતિને અપશબ્દો બોલનાર નીચ તિરસ્કાર તરફ હું હસતે મ્હોડે જોઉં? એ તો પતિવ્રતા ના અશક્ય વાત છે. જે રાજ્યમાં વ્યભિચારીઓનો વિજય થાય છે, સાધુપુરુષો દબાય છે, ગમારો પર જુલમ થાય છે, દેશભક્તોને કારાગૃહમાં સડાવાય છે તે રાજ્યની જુલમી સત્તાનો જ્યારે સૂરજ આથમશે, ત્યારે દગલબાજ દેશદ્રોહીના મોટા મોટા મહેલો અને મકાનો પડીને મેદાનમેદાન થઇ જશે. સતી છલ કરવા માટે તારો શિરચ્છેદ થઇ જ્યારે તારૂં રુધિરનીગળતું માથું શહેરને કાંગરે લટકાવવામાં આવશે, ત્યારે હું સ્વર્ગમાંથી તારી તરફ જુલમી સત્તાની અને તારા જેવા જુલમી અમલદારોની ખાના-ખરાબી થતી હસતે મ્હોડે જોઇશ.

**મદનઃ** તેં તારો દુરાગ્રહ કાયમ રાખ્યો ત્યારે હું પણ મારો સત્યાગ્રહ સફળ કરવાનોજ. જે સૂર્યનારાયણના મેં સોગન લીધા છે

તેજ સૂર્યનારાયણ એક કલાક પછી પોતાની કરોડો આંખો વડે તારી મરજી વિરુદ્ધ મારી સોડમાં તને જોશે. હઠ કરીને રાણીપદ તેં ખોયું. તારી હઠે તને રાણી મટાડી વેસ્યા બનાવવાનું ધાર્યું છે. બસ, તારા જેવી મૂર્ખ ન સમજી તેમાં મારો શો દોષ ?

( નીચે સડક ઉપર ખૂબ બૂમો પડે છે કે 'મદનમંજીલ સળગ્યો; મદનમંજીલ સળગ્યો'. આગ ઓલવવા બંબા વિગેરે ઘોંઘાટ કરતાં જાય છે.)

**મદન:** ( ચમકીને મનમાં ) અરે, આ ઘોંઘાટ કોનો છે ? હશે, આ ગંધર્વવિવાહમાં ખુદ ઈશ્વર પણ વિઘ્ન લાવે તેમ નથી. ( રમાને ) કેમ ત્યારે હવે જુલમ માટેજ મને ફરજ પાડે છે ને ? ( પાલવ પકડે છે. )

**રમા:** ( પાલવ ખેંચે છે. મનમાં ) પ્રભુ હવે તારા સિવાય મારી ઇજ્જતનું રક્ષણ કરનાર કોઇ નથી.

( બારણાં ઉપર લાતો પડે છે 'સાહેબ, મદનમંજીલ સળગ્યો. દોડો, દોડો', એવી બૂમો પડે છે. મદન ગભરાઇને બારી ખોલે છે ત્યાં મદનમંજીલના ભડકા નજરે પડે છે. મદન રમાને મુકી બારણું ખોલી મદનમંજીલ તરફ દોડી જાય છે. પડદો પડે છે. )

## પ્રવેશ ૧ લો

**સ્થળઃ**—કલાલરોડ.

**પાત્રોઃ**—પિપાજી અને ઉદાજી.

(બન્ને આર્યમહિલામંડળ તરફ જવા નીકળે છે.)

**પીપાજીઃ** ઉદાજી, કેમ હવે તો તું કંઈ જણાતો જ નથી? કંઈ ચાલમેલમાં પડયો શું? પેલા પાખંડીઓના પાસમાં તો નથી ફસાયો ને? એ બામટાઓએ તો દુનીઆમાંથી દારૂ જેવા અમૃતને નાશ કરવાનું વ્રત લીધું છે. વિઘ્નસંતોષી અને તેજદ્વેષી લોકો કોઈની ચડતી નથી સાંખી શકતા. એ બધા નિમકહરામ છે, સમજ્યો?

**ઉદાજીઃ** ના. ભાઈ, હું એ ન સમજી શક્યો. દારૂની બદી અટકાવવા માટે તનતોડ મહેનત કરનારને હું તો નિમકહરામ ન કહી શકું, એ તો દેશનું નિમકહલાલ કરી રહ્યા છે.

**પીપાજીઃ** તમારા જેવા ભોળાઓ એ બદમાસોથી ભોળવાય છે એજ દુઃખ છે ને. નિમકહરામ કેમ નહિ? આ દારૂનિષેધની હિલચાલ કરનારાઓ અને દારૂના પીઠા ઉપર પહેરો ભરનારાઓ બધા ભણેલાગણેલા વિદ્વાન પંડિતો છે. એમની વિદ્વત્તાને લીધે એમને મોટાઈ મળી અને દારૂની ઉપજમાંથી તો સરકારે એમને ભણાવ્યા! એ તો દારૂનાજ રૂડા પ્રતાપ, સમજ્યો? જે દારૂની ઉપજમાંથી એ ભણ્યાગણ્યા,

મોટા થયા, વિદ્વાન થયા, પંડિત બન્યા તેજ દારૂનો નાશ કરવા માટે હવે પોતાની મોટાઇ, વિદ્વત્તા અને પંડિતાઇ વાપરે છે, શું એ નિમકહરામી નહિ? પણ તારે ગળે તો આ વાત શાની ઉતરે? તારે ગળે તો એ પંડિતોની દલીલો ગમે તેવી હોય તોપણ ઉતરી જાય. ભલે, એ વાત આપણે મુકી દો. પણ મને કહે તો ખરો કે આટલા બધા દિવસ તું આપણા મંડળમાં કેમ ન આવ્યો?

**ઉદાજી:** એમજ વળી. હવે હું એકલો ન આવ્યો તેમાં શું થઇ ગયું? તમે બધા મંડળના થાંભલા તો હતા જ ને? અહીં તો નહિ ત્રણમાં, નહિ તેરમાં અને નહિ છપ્પનના મેળમાં, એવી વાત છે. મારે ગરીબને વળી એવાં મંડળ શાં અને સંસ્થા શી?

**પીપાજી:** યાર, સાચી વાત પૂછાવે તો તારા વગર આખા મંડળમાં સુનું સુનું લાગે છે. તું તો અમારા મંડળનું એક રતન. પણ તારૂં જતન થવામાં જરા ગફલત થઇ તેથીજ તું કેટલાક દારૂના દુશ્મનોનો ભોગ થઈ પડયો છું. કાલે તો ખુદાબક્ષ દારૂના ચાર બાટલા ચડાવી તને ખોળવા નીકળ્યો હતો, પણ રસ્તામાંજ એણે ગટરનો ખાડો પૂર્યો. દારૂની ખરી લહેજ્જત પણ તારા સિવાય નથી આવતી. તારા જેવો ઉદાર વિચારનો માણસ જો રોજ મંડળમાં હાજરી આપી ખૂબ દારૂપીને ઉભી બજાર ચૌટે ચૌટે અને ચકલે ચકલે ફરી આ અમૃતપાનને ઉત્તેજન ન આપે તો પછી દેશની દશા શી? સામી બાજુએથી દુશ્મનો હલ્લો કરી રહ્યા છે, સેતાનો સતાવી રહ્યા છે, પાખંડીઓ પાયમાલીને રસ્તે દારૂને ધકેલી રહ્યા છે અને તમારા જેવા મદિરાભકતો જો પોતાના નિશ્ચયથી ડગવા લાગશે તો દુઃખીને સુખ આપનારૂં, અતિ પીડિતને આરામ આપનારૂં, ટુકડા રોટલા માટે મજુરીઆઓને શકિત આપનારૂં અમૃત! શ્રીમાન અને ગરીબ દુઃખી ભારતમાંથી દરેકને નિષ્પક્ષપાતપણે લહેજ્જત આપનારૂં અમૃત! આપણા દેશમાંથી નાબુદ થશે.

**ઉદાજી:** પીપાજી, તું ભલે એ પુરૂષોને ગાળો દે. પણ હું એમ પુછું છું કે એમાં એ ખોટું શું કરે છે ?

**પીપાજી:** તને હવે શું કહું? તું તો તારા મગજનો દરિકાનરો બંધ કરી તેની ચાવી પણ પ્રાણુશંકરને આપી આવ્યો છે એટલે તારી આગળ લમણાઝીક કરવામાં કોણ ફાવે ? અરે એ ચળવળીઆ તો કુદરતની વિરૂદ્ધ જઇ રહ્યા છે. એમને તો હિંદુસ્થાનમાં નવી દુનીઆ વસાવવી છે. એ તો હજુ દેશનાં નસીબ પાધરાં કે અમલદાર વર્ગ એ દુશ્મનોના દુશ્મન છે.

**ઉદાજી:** યાર. આ બાબતમાં તો અમલદારોની સહાનુભૂતિ છે એમ કહેવાય છે.

**પીપાજી:** સહાનુભૂતિ શેની, કરમની? એ તો ઉપરથી બનાવવાની. જેના ગજવા ઉપર કાતર પડે તે તો કંઈ રાજી થતા હશે? કલાલો ખુશી હોય તો સરકાર ખુશી હોય, કારણ કલાલ પણ દારૂમાં કમાય છે અને સરકાર પણ દારૂમાં કમાય છે. અને વળી આ ચળવળીઆઓ તો સરકારની આંખમાં ક્યારનાએ ખુંચી રહ્યા છે. એ તો આંખમાં તેલ આંજીને તક જોઈ રહી છે. તક આવી કે કોળીઓ કરતાં જરાએ વાર નહિ કરે. એ તો એમના પાપે લેવાશે, સમજ્યોને? પણ ઉદાજી, હવે-હવેનો તું કેમ એમનો હિમાયતી બન્યો છું? તને કંઇ મંતર્યો લાગે છે.

**ઉદાજી:** એમાં મંતરવાનું શું હતું? શું આપણા મનને કંઈ લાગે તો તે પ્રમાણે વર્તવું નહિ?

**પીપાજી:** પણ ઉદાજી, ઘડીએ ઘડીએ વિચાર બદલનારમાં વિશ્વાસ કોણ મુકે ?

**ઉદાજી:** ભલે ભાઈ, મારામાં વિશ્વાસ ન મુકવો હોય તો ના મુકતા. ગદ્ધાપૂછ પકડી રાખવી એટલેજ દૃઢ નિશ્ચય એમ તારૂં માનવું હોય તો તો ભાઈ મને પતિત માનજે. આપણે એવી ગદ્ધાપૂછ પકડી રાખવાની તરફેણમાં નથી. આપણે તો ભાઇ ખાદીવાળામાં કંઇ

ઓછું નથી જોયું. સુધારાવાળા એમનામાં પણ પાખંડી, ઢોંગી, ગર્વથી છકેલા એવા છે, તેની ના ન કહેવાય; પણ ભાજીમાં નીંદામણ તો હોવાનું જ. થોડાક બદમાસ નીકળે માટે શું આખા સમાજને વખોડવો? ના, બાઈ, હું તો માનું છું કે એ જ દેશનું ભલું કરી રહ્યા છે. દારૂની બદી તોડવા માટે જે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે તે ખરેજ વખાણવાજોગ છે.

**પીપાજી**: અરે, તું તો એમના ભોગ થઈ પડ્યો ભોગ! તારા જેવા કટ્ટા મદિરાભક્તને એ ખાદીના ખવીસોએ વટલાવ્યો છે એવું જ્યારથી અમે સાંભળ્યું છે ત્યારથી જ અમને તો તારા ઉપર ખૂબ ગુસ્સો આવ્યો છે. રમણચંદજી તો તારા ઉપર એટલા બધા ગુસ્સે થઇ ગયા હતા કે ન પૂછો વાત. યાર, તું એ ખાદીવાળાઓના પ્રપંચ નથી જાણતો. આપણે બધા દારૂ પીએ છીએ તેથી દારૂ મોંઘો થાય છે અને એમને એ સોંઘો કરવો છે. એમાં એમનો જ સ્વાર્થ છે, સમજ્યો? પણ તું તો અંધશ્રદ્ધાવાળો, એટલે તારી આગળ ગમે તેવી વાત કરૂં તો પણ ભેંસ આગળ ભાગવત. અરે, એમને તો આપણને દારૂથી દૂર કરી, દારૂ માટીને મૂલે વેચાવવો છે. બધા સ્વાર્થી છે. મારૂં માનીને આવી ઘેલછા છોડી દે. આપણે તો જે કરતા હોઈએ તે કરીએ. વળી જોને, ખાદીવાળાજ બધાને ઉપદેશ કરે છે કે કોઈએ વ્યસની બનવું નહિ. તો પોતે કેમ ભાષણોના વ્યસની બન્યા છે?

**ઉદાજી**: પીપાજી, તું ગમે તેમ બોલ પણ એ પ્રાણશંકરનો ઉપદેશ મેં...

**પીપાજી**: હવે બસ કર, તારી બડાશ. એમનાં ભાષણો કેવાં હોય છે તે અમે જાણીએ છીએ. 'ડાહી સાસરે ન જાય અને ગાંડીને શીખામણ દે.' દુશ્મન ઉપર પણ દ્વેષ ન રાખવો એવો ઉપદેશ કરે અને એના મતથી જો કોઇ વિરુદ્ધ પડે તો તેના પાયામૂળ ઉખેડી નાખવા તૈયાર થઇ જાય! એ તો મેં ઘણીએ વખતે જોયું. એની સાથે

હાંજી હાં ના ભણે તે તો મુવોજ સમજવાનો. પોતે બોલે તે પ્રમાણે ચાલે તો તો કંઇ અસરે થાય, પણ મારા ઉપર તો ભાઈ એવા ઢચારાઓની અસર રતિભાર પણ નથી થતી. અને ઉદાજી, દારૂની વિરુદ્ધમાં તો એ મૂર્ખાઓ એવી લૂલી દલીલો કરે છે કે આપણને હસવુંજ આવે. કેટલાક દારૂનિષેધવાળાઓ તો ભાષણમાં અડાવી દે છે કે દારૂ પીધાથી અક્કલ બૂઠી થાય છે. તુંજ કહે, ઉદાજી, આમાં કેટલું જુઠાણું છે?

**ઉદાજી:** એમાં જુઠાણું શું છે!

**પીપાજી:** જુઠાણું કેમ નહિ? તારો અને મારો આપણા બન્નેનો જ દાખલો લેને. આપણે કેટલા બધા વરસથી દારૂ પીએ છીએ છતાં અક્કલની બાબતમાં આપણાથી કોણ ચડીઆતું છે? આપણા મંડળના સભાસદો એ તો અક્કલના નમૂના છે નમૂના. હું તો વળી આગળ વધીને એટલે સુધી પણ કહું કે દારૂ જેવા અમૃતનો આ મૂર્ખાઓ પોતે ઉપયોગ નથી કરતા અને બીજાને પણ નથી કરવા દેતા એજ એમની બૂઠી અક્કલનો પુરાવો છે.

**ઉદાજી:** ઠીક ભાઈ, ઠીક. તું જે કહે તે ખરું. તારી આગળ તો આપણે હાર્યા. હવે તું મને જવા દે, મારે બીજું કામ છે. વળી પાછા મળીશું. છોડી દે બાપ.

**પીપાજી:** ( હાથ ખેંચીને ) હોવે, હું તને આજ છોડું? આજે તો તને ખેંચીને પણ મંડળમાં લઇ જઇશ. 'નવી ઓળખાણ કરતાં જૂની ભૂલતા નહિ' એ આપણે નાનપણે નિશાળમાં કોપીમાં લખ્યું હતું તે તું ભૂલી ગયો? ખાદીવાળાઓએ તને શીખવી શીખવીને આજ શીખવ્યું કેમ? વાહ રે વાહ, આમને આમ લોકોને આડાઅવળા પાટા બંધાવે છે. ચાલ મારી સાથે, નહિ તો પરાણે ખેંચી જઈશ.

**ઉદાજી:** યાર, રસ્તામાં આમ ખેંચાખેંચી ન કર. ભોડું દેખાય છે. હું આવું છું તારી સાથે, પછી તો થયું ને? ચાલ, પણ મંડળમાં

આપણે પીવાના નથી હો. તે બાબતમાં તો જીવ જાય તો પણ હું નમતું નહિ આપું. (ચાલવા લાગે છે. બન્ને ચાલે છે.)

**પીપાજી:** (જતાં જતાં) યાર, આ વખતે તો પીઠા ઉપર પેલા ધોળા બગલભગત શ્વેતાંબરીઓ પહેરો ભરતા હશે. પણ આપણે તો યાર, તેમના બાપની પણ નથી રાખતા. હું તો સીસો ભરીને ગલાસ સાથે પીઠાની બહાર લાવું છું અને ધોળીઆઓને બતાવી એમની સામે ઉભો રહીને પીઉં છું. એ મૂર્ખાઓનું અપમાન કરવાની ખાતર આપણે તો યાર, ન પીવો હોય તો પણ ખાસ જઈને પીએ છીએ.

**ઉદાજી:** શાબાસ, પોતાનું નાક કાપીને સામાને અપશુકન કરનાર બહાદુર પુરુષોમાં તું એકો છે. તારાં માતપિતાને પણ ધન્ય છે. (બન્ને જાય છે. પડદો ઉપડે છે. કલાલો માંહોમાંહે વાતો કરે છે.)

**કુંવરજી:** કેમ ગલજી, ત્યારે ત્યાં બી વેચાન આમચ ચાલેચ નહિ? આ પોચર્યાઓએ તો ઘણી ખરાબી કરી છે જો. મેં તો અમલદારસાહેબને ત્યાં બી ફરિયાદ કરીચ.

**ગલજી:** હું પણ અમલદારસાહેબોને મળીનેજ આવ્યો છું. એ તો બારોબાર કાસળ કાઢવાની વાતો કરે છે. અમલદારો તો ખાદીનાઓ પર તેમાંજ રાજી. ખાદીવાળાઓ તો અમલદારોની લાંચો, રૂશ્વતો અને જુલમોના નગારાં વગાડે છે. એમના અત્યાચારોના ઢોલ તો એ ખાદીવાળાજ કૂટે છે. એટલે એ તો એમને આંખના કસ્તરની માફક ખુંચે છે. કુંવરજીશેઠ! અમલદારો તો કહે પણ આપણે તો વિચાર કરીને પગલું ભરવાનું નક્કી કર્યું છે. તમારા જેવા મોટા માણસો કંઇ રસ્તો કાઢશે એટલે અમે નાના તો તમારે ચીલે ચીલે ચાલીશું, સમજ્યા?

**કુંવરજી:** સોમા, તું ઓણુને પીઠામાં બેસાડજે. હું તો હવે સાહેબને બંગલે જાવસ. ખબરદારી રાખજે હો—આપના ઘરાકને સં-

ભાઇઓ હોં. તને તો હાંસીઆર જાનીને ભાગીદાર બનાવ્યો છે. જોજે, કંઈ ઉંધું ના મારતો. ( જાય છે. )

**સોમો:** ( મનમાં ) આ ડોકરો બડો કંજુસ છે. આવા કંજુસનો કામમાં મારા જેવા ભૂખે નજ મરે. દુકાને જઇને વકરાના પૈસા ખીસામાં મુકવાનું કામ કરીએ. ( જાય છે. પડદો ઉપડે છે. દારૂના પીઠા ઉપર સ્વયંસેવકો પહેરો ભરે છે. સ્વયંસેવકો હાથ જોડીને દારૂ પીવા જનારાઓને વિનવે છે, એટલામાં ઉદાજી અને પીપાજી પ્રવેશ કરે છે. )

**સ્વયંસેવક:** ( હાથ જોડીને ) ભાઇ, દારૂમાં માલ નથી હોં. પૈસાની અને ઇજ્જતની શું કામ ખરાબી કરે છે? બાપુ, પાછો જા. ગજવામાં પૈસા બહુ ઉછળી રહ્યા હોય તો ભૈયાની દુકાને જઇ દુધ પી. તમને વિનવું છું. ભાઈ, તમને હાથ જોડું છું. કાલાવાલા કરૂં છું. પાછા ફરો. અમારૂં એટલું માનો. અમારા ઉપર કૃપા કરો.

**પીપાજી:** જા, જા, હવે બહુ ડાહ્યો થયો છું તે જાણ્યું. ( ઉદાજી શરમાય છે. તેનું કાંડું પકડી તેને પીઠાંમાં પરાણે ખેંચી જાય છે. )

**પ્રાણશંકર:** ( પ્રવેશ કરે છે. ઉંચા પથ્થર ઉપર ચઢીને ભાષણ કરે છે. ) ભાઇઓ, દારૂથી દેશની ખાનાખરાબી થઇ છે. હું તમને સર્વને હાથ જોડીને વિનવું છું કે તમે આ પીઠામાં જવાનું માંડી વાળો. આ પીઠામાં દેશની દુર્દશા છે. આ પીઠામાં દુઃખની સાક્ષાત મૂર્તિ છે. આ પીઠામાં ધર્મની હાનિ છે. દારૂનું વ્યસન દુનિયામાં માણસને હેવાન બનાવે છે. ભાઇઓ, તમારાં બાળબચ્ચાંના દુઃખની કલ્પના કરો. ખેડુતભાઇઓ, તમે મહેનત-મજૂરી કરી પૈસા કમાઓ છો તેનો આવી રીતે દુરુપયોગ ન કરો. તમારા ઘરમાં તમારી સ્ત્રીને, તમારી માને પૈસા વગર કેટલું વીતે છે તેનો ખ્યાલ કરો. અન્ન વગર છોકરાંઓ ટળવળી રહ્યાં છે. ઘરમાં સ્ત્રીઓનાં શરીર ઢાંકવા માટે પૂરતાં લુગડાં નથી તેનો વિચાર કરો. શું લો તમને અવળી બુદ્ધિ સુઝી છે. તમે પૈસા પાણીમાં નાંખો છો. તમારૂં કાળજું બાળો છો. મૂર્ખા બનો છો. ગમે ત્યાં પડો છો:

ફર્જેત ખુવો છો અને પૈસા ખરચી પાયમાલી વ્હોરો છો. ભાઇઓ, હજુ વિચાર કરો......( પીપાજી સીસો અને પ્યાલો ભરી પ્યાલો ઉદાજીના હાથમાં આપી તેને પ્રાણુશંકરની સામે ઉભો કરે છે. )

**પીપાજી:** ( મનમાં ) ઉદાજીને બંદાએ કેવો સપડાવ્યો છે! હવે છચોક પીધા સિવાય છૂટકોજ નથી અને એક ફેરા પીશે એટલે એની ઘેલછા દૂર થશે. મારી યુક્તિ આગળ તો કોઇ પહોંચે એમ નથી. ( પ્રાણુશંકરને ) તમે દારૂ બંધ કરાવો છો પણ જાતે બીડી કેમ નથી છોડતા? સિગારેટ સિવાય તો તમને ખાદીવાળાઓને એક દિવસ પણ નથી ચાલતું. ચાહ પીધા સિવાય તો તમારાથી કામ નથી થતું. તમે બીડી પીઓ, સિગારેટ પીઓ, ચાહ પીઓ અને દારૂ છોડવા માટે ભાષણ કરો. તમે પોતે નાના નાના વ્યસનો નથી છોડી શકતા તો પછી આ મોટું વ્યસન છોડવા માટે અમને કહેવાનો તમને શો હક્ક છે?

**પ્રાણુશંકર:** જે ભાઈઓ હજુ પણ બીડી અને સિગારેટનું વ્યસન નથી છોડી શકતા તેમની એ ત્રુટી છે. એમણે અલબત એ છોડીજ દેવાં જોઇએ. ચાહ પણ છોડવોજ જોઇએ. પોતે વ્યસનોથી દૂર હોય તોજ તેનાં વચનનું વજન પડે. હું સમજી શકું છું કે બીડી, સિગાર અને ચાહ પણ સભ્ય ગૃહસ્થોએ છોડવાં જોઈએ; પણ પેલા ચાહ પીએ છે. તેથી દારૂડીઆઓએ દારૂ પીવો એ સિદ્ધાંત હું ન સમજી શકયો.

**પીપાજી:** ઠીક છે બધું. એ તો સગવડીઓ સમાજ છે. પોતાથી ગમે તેટલી છૂટ લેવાય પણ બાકીનાને માટે મક્કમ. સભ્ય માણસો હમણાં હમણાં એક નવીજ રીત શીખ્યા છે. પોતાની નીચે રેલો આવતો હોય તેટલી પોતાની ત્રુટીઓ કબૂલ કરી લેવી અને જેમાં પોતાને કંઈ ઘસાવા જેવું ન હોય તેમાં મકકમ બની જઈ મહાન સિદ્ધાંતનું માન ખાટવું. બીડી પીનારો કહેઃ બીડી પીવી ખોટી છે પણ હું મારી નબળાઈ કબૂલ કરૂં છું. સિગારેટવાળો પણ એમજ કહે કે: ભાઈ, સિગારેટ પીવી એ ખોટી છે, પણ મારાથી એ નથી છૂટતી; હું દિલગીર છું.

ચાહવાળો નમ્રતાથી જણાવે કે, ચાહ સિવાય મને નથી ચાલતું. બહુ વિચાર કરૂં છું, પણ આ ટેવ હું નથી છોડી શકતો. પણ આ બધીએ ખોડખાંપણ ટેવવ્યસનવાળા દારૂની વાત આવે કે પીઠાં તોડવાં કમર કસીને તૈયાર !

**પ્રાણશંકરઃ** ( મનમાં ) કાર્ય કરનારાઓની ત્રુટીઓ કામને કેવી રીતે બગાડે છે તેનો ખ્યાલ મને બરોબર આવ્યો. પ્રજા આગળ ત્રુટીઓ કબૂલ કરે ન ચાલે. એ ત્રુટીઓ દૂર કરવામાં આવે તોજ માણસનું વજન પડે. ( લોકોને ) બાઈઓ, સિગાર, બીડી, ચાહ એ બધી ત્રુટીઓ છે, વ્યસનો છે, પણ એ વ્યસનો અને દારૂના વ્યસનમાં બહુ ફેર છે, દારૂના ભયંકર ગેરફાયદાઓ......

**પીપાજીઃ** દારૂની મહત્તા આપ નથી જાણતા એટલે દારૂને ગમે તેમ ઉતારી પાડો છો. આપ ભલે દારૂને ઉતારી પાડો, પણ તેથી કંઈ એનું માન ઘટવાનું નથી. સૂર્ય ઉપર થુંકનારનું થુંક એના મ્હોં ઉપરજ પાછું પડે છે. ( મનમાં ) હવે જરા તોફાન કરીએ તો ઠીક, નહિતો બાપણનો રંગ જામશે અને લોકો ઉપર વખતે અસર થઈ જશે. ( ખુલ્લું ) તમે લોકો અમારા ઉપર જુલમ કરો છો. અમને કેમ અટકાવો છો ? અમને તમે ધમકી આપો છો, કેમ ! તમે કાયદો તોડો છો. અમને મારની બીક બતાવો છો. ( પીઠામાંથી સિસોટી વાગે છે. સ્વયં-સેવકો ઉપર પથ્થરોનો વરસાદ વરસે છે. સ્વયંસેવકો મક્કમ ઉભા રહે છે. પ્રાણશંકરને કપાળ ઉપર પથ્થરથી જખમ થાય છે. ) અમે દારૂ પીએ એ અમારી મરજીની વાત છે. તમે અમને અટકાવનાર કોણ ? પોલિસ...પોલિસ...આ જુવો, અમને જબરદસ્તીથી અટકાવે છે. પકડો, આ લોકોને.

**પ્રાણશંકરઃ** આમ પોલિસને બોલાવી ડરાવવાનો કાળ હવે જતો રહ્યો. હું તમને વિનવું છું. તમે મારા ભાઈ છો. મારા દેશનાં સંતાનો છો. તમને વિનંતિ કરવાનો મને હક છે. આ કલાલોના ચડાવ્યાથી અને

અમલદારોની ઉશ્કેરણીથી અમારા ઉપર ખોટાં આળ ચઢાવવાની કોશિશ તમે કરી રહ્યા છો. હું બરોબર સમજું છું, પણ યાદ રાખજો કે અમારો ખુરદો કર્યા પછી અમલદારો તમારી ચટણી કરવામાં વાર નહિ કરે. અધિકારીઓના હાથમાં તમે કુહાડીના હાથા બનો છો. એમાં તમે તમારી જાતનેજ કાપો છો. હજુ સમજો. એક તો દારૂનું વ્યસન વધારી દેશની દુર્દશા કરો છો અને આવી દુર્દશામાંથી ઉગારનારને નાબુદ કરવાનાં ઘાતકી કૃત્યો કરો છો. દારૂ છોડવાની તમને વિનંતિ કરવા માટે પોલિસ મને ફાંસીને લાકડે લટકાવે તો ભલે હું ફાંસીએ લટકવા તૈયાર છું. પણ મારા દેશભાઈઓને વિનંતિ તો કરીશજ. (બીજો પથરો માથા ઉપર પડે છે. એક સ્વયંસેવક પોતાની મસકમાંના પાણીથી રૂમાલ પલાળી મ્હોં ઉપરનું લોહી લુછી લે છે અને મલમપટો કરી પાટો બાંધે છે.)

**ઉદાજી:** અરે રે, આ ઘાતકી કૃત્યો! પ્રાણશંકર ઉપર પથ્થરા પડે છે અને એ જખમો હું નમાલો બનીને જોઈ રહ્યો છું! અરે, આવી દોસ્તી જાય જહાન્નમની ખાડીમાં. (પીપાજીને) પીપાજી, આ તમે શું કરવા માંડયું છે! તમે તો બહુ બહેકયા લાગો છો?

**પીપાજી:** (ધીમે કાનમાં) એ તો જરા અડાવવા માટે. તે વગર સીધા નં થાય તું બીતો નહિ. સરકારીવાળાનું બધું આપણું છે. તું હવે એક ગલાસ ચડાવ, ચલ, બધાના દેખતા ઉડાવ અને પછી આપણે જઈએ સંડળમાં (ધૂળ ઉડે છે.)

**ઉદાજી:** પીપાજી, મારાથી હવે એ નહિજ બને. મેં તારી શરમ રાખી. ગલાસ હાથમાં પકડયો પણ તમારા બધાનાં નીચ કૃત્યો મેં જોઈ લીધાં. અરે, સરકારના સિપાહીઓને પણ અંદરખાનેથી આ પુરુષો માટે લાગણી છે. આ કામમાં અંદરખાનેથી એમની સંપૂર્ણ દિલસોજી છે. પણ એમના હુકમો તો તમેજ પાળયા. આ મરજીવા પુરુષો આપણા ભલાને માટે આવું અપમાન સહન કરી રહ્યા છે;

પથ્થર ખમી રહ્યા છે. એમના ઉપર ધૂળનો વરસાદ તમે વરસાવ્યો છતાં તે બધું ખમીને પોતાનું કામ મક્કમપણે કરી રહ્યા છે. તેમને તમે આ માન આપો છો! જા પીપાજી, તારો મારો સંબંધ આજથી તૂટ્યો. (માણશંકરને) સાહેબ, મને ક્ષમા કરો મેં આપનો બોધ સાંભળ્યો છે ત્યારથીજ હું દારૂ નથી પીતો. આજેજ આ પીપાજીને ધક્કે ચઢી ગયો છું. હું દારૂ પીને આપનું અપમાન નહિ કરૂં.

**માણશંકર:** ભાઇ મારા માનની ખાતર તું દારૂ ન પીતો હોય તો તેમાં મને આનંદ નથી. પણ તારા દિલની ખાત્રી થઇ ગઇ હોય કે દારૂ માણસને ખરાબ કરે છે તેથી જો તું દારૂ છોડે તો મને જરૂર આનંદ થાય. ભાઇ, હું તને હજુ હાથ જોડીને વિનવું છું કે તું દારૂ છોડ. (લોકોની ઠઠ જામે છે.)

**ઉદાજી:** (હાથમાં દારૂનો ગ્લાસ લઇને) મદિરા, દુષ્ટ મદિરા, તારો પ્રતાપ અદ્‌ભુત છે. તારી સત્તા અસહ્ય છે. તારા ભયંકર જડબામાં સપડાયલા, તારા પાપી પંજામાં ફસાયલા અને તારી લાલચમાં લપટાયલા અનેક પશ્ચાતાપ કરતા પુરૂષોના જીવનનાં ઉદાહરણો મારી નજર આગળ છતાં મારા જેવા હતભાગી–હૈયાફુટા મૂરખ નર જાણી જોઇને હજુ પણ તારા પંજામાં સપડાઇ ખુવાર થઇ રહ્યા છે. મદિરાપાન! મદિરાપાન એ વેશ્યાભુવનની નિસરણી છે. મદિરાપાન એ ચોરીનું પ્રથમ પગથીઉં છે. મદિરાપાન એ કુછંદનો પાયો છે. મદિરાપાન એ પડતીનો સીધો રસ્તો છે. અને મદિરાપાન એજ દુર્ગુણ છે. વખતે વેશ્યાનો સંગ છૂટે છે, ચોરીની ટેવ તૂટે છે પરંતુ મદિરા, તારો સંગ એ તો વજ્રલેપો ભવિષ્યતિ. યૌવન ગયે કામી પુરૂષની કામવાસના ઘટે છે પણ વૃદ્ધ થયે પણ મદિરાભકતો મદિરાના મોહમાંથી મુકત થતા નથી. હવે બસ મદિરા, તારી કૃપા બહુ થઇ. હવે મારા ઉપર કૃપા કરી તારો પ્રેમ ઓછો કર. આજથી, આ ઘડીથી મદિરા! તારો મારો સંગ તૂટ્યો, અને આજે થતો આ વિયોગ સદાનો સમજજે. (પ્યાલો ભોંય ઉપર પછાડી ચૂરેચૂરા કરી નાંખે છે. થાય છે.)

સાષ્ટાંગ છે પ્રણામ છેલ્લા મદિરા ઓ તને.
લાચારીથી પગે પડું છું ત્યાગ તું મને.—સાષ્ટાંગ૦

મિશ ઔષધો તણું કરી સ્વીકારી મેં, મિજાજનો ચખાડી સ્વાદ નેમ મારી તેં,
પાયમાલ તું કરે ફસાવી પ્રાણી જાતને.—સાષ્ટાંગ છે પ્રણામ૦

સ્વીકાર મુંદથી કર્યો, વધી ગલાસમાં, ગલાસથી ખલાસ બાટલી હું લાસમાં;
છંદ ફંદ શીખવી બદનામ તેં કર્યો જને.—સાષ્ટાંગ છે પ્રણામ૦

વેશ્યાગમન દાખવી કરી ખરાબી બાહરી, ચૌર્ય કર્મ હું શીખ્યો ને
લીલા તાહરી,
અક્કલહીન હું બની બન્યો છું દીન નિર્ધને.—સાષ્ટાંગ છે પ્રણામ૦

જ્ઞાત જાત કર્મ ધર્મથી પતિત હું થયો; કીર્તિ આબરૂ ગુમાવી રાંખ
હું બની ગયો:
સાખના મેં કાંકરા કર્યા ન કાંઈ મુજ કને.—સાષ્ટાંગ છે પ્રણામ૦

શ્રાદ્ધ તાહરૂં કરૂં દઈ મુખે તિલાંજલિ, પાપપીંડ અર્પીને રહું વળી મળી:
સ્પર્શ જો પુનઃ કરૂં તો આણ છે મુને.—સાષ્ટાંગ છે પ્રણામ૦

( તાળીઓનો ગડગડાટ. પડદો પડે છે. )

## પ્રવેશ ૨ જો

**સ્થળઃ**—મદિરામંડળનું મકાન.

**પાત્રોઃ**—ભ્રમણ, રમણ, પીપાજી, શાસ્ત્રીજી, બુદ્ધાબક્ષ, મગન વિગેરે

(આર્યમદિરામંડળના મકાનમાં ઓરડાની વચ્ચોવચ ભ્રમણ મરણ-પથારી ઉપર પડ્યો છે. આજુબાજુએ મદિરામંડળના ભક્તો બેઠા છે. સામે દારૂનું પીપ ગોઠવેલું છે.)

**ભ્રમણ:** (અતિ ગંભીર માંદગીમાં, ધીમે ધીમે) પીપાજી, ઓ પીપાજી, મને ઠીક બેસાડ. મારાથી હવે નથી બેસાતું. મને હમણાં જરા ઉંઘનું ઝોકું આવી ગયું. આ ઝોકામાં મને સ્વપ્નું આવ્યું કે આપની વર્ષ હોવાથી ઉદાજીએ પિતાના માનમાં મંડળના મિત્રોને ખૂબ દારૂ પાયો છે અને તે પીને હું જાણે કાશીના પંડિતો આગળ મદિરાપાનનું મંડાણ કરવા શાસ્ત્રાર્થ કરી રહ્યો છું, એવું મેં જોયું. કેવું સુંદર, મારું સ્વપ્નું! (ખાંસી આવે છે.) મને સ્વપ્નામાં તો ખૂબ આનંદ થયો. (ફરીથી ખાંસી આવે છે. જીવ ગભરાય છે. પગ પછાડે છે.) મને કોઈ બેસાડો.

**પીપાજી:** ભ્રમણ! ભાઈ, તને દવા આપું? રમણભાઈ, પેલો તકીઓ લાવો. ભ્રમણને જરા બેસાડું. ભાઈ, જરા દવા લે હું આપું છું તે. એટલે તને આરામ લાગશે, સમજ્યો.

**ભ્રમણ**: મને તકીઆને ટેકે ન બેસાડો. પેલા ખૂણામાં મહુડાંનો પેલો થેલો પડ્યો છે તેની પાઘ લાવીને મુકો. તેને ટેકીને હું બેસીશ. એની સુવાસથી મને આનંદ થાય છે. ( શાસ્ત્રીજી દવા લાવે છે તે બાજુએ મુકીને ) ભાઈઓ, હવે મને દવા પાઈને શું કરશો ? મને અમથા શું કામ સતાવો છો ? હવે મારે દવા નથી પીવી. મને તો થોડો દારૂ પીવાડો. પીપાજી, પેલા પીપમાંથી તું બધાને આપ, મને પણ થોડો- ( પીપાજી ગલાસ ભરી ભરી બધાને આપે છે. બધા પીએ છે. પીપાજી ભ્રમણને પાય છે. ) હવે તો મને મારૂં મરણ દેખાય છે. યમરાજા મને દેખા દઇ રહ્યા છે. મને એ લેવા આવ્યા છે, પણ રસ્તામાં થાક્યા છે એટલે પીઠામાં થોડો પીવા માટે થોભ્યા છે. હમણાં એ આવશે. મને સ્વર્ગે દોરી જશે. પ્યારા ભાઇઓ, હવે તો હું મરવાનો.

**શાસ્ત્રીજી**: ભ્રમણ, આમ કરે છે શું ? અમે બધા મળીને તને મરવા દઈશું ? ( ભ્રમણ ઝોકાં ખાય છે. ) આ દારૂની બાટલી તારા ગળામાં બાંધીએ એટલે તને આરામ લાગશે. ગળામાંજ દારૂની બાટલી હશે એટલે તારા જીવને પણ જતા જરા વિચાર પડશે. બહુ થશે તો તે તારામાંથી નીકળીને બાટલીમાં જશે અને બાટલીમાંથી નીકળીને તારામાં જશે. કેમ ખરૂંને, ભ્રમણ ? બોલતો કેમ નથી ?

**સોમાભાઇ**: શાસ્ત્રીજી, જુવો જુવો, ભ્રમણની આંખો ફાટી ગઈ છે, જુવોને પીપાજી, તે આમ કેમ કરે છે ? ભગવાન, ભ્રમણને તું જલદી સાજો કરજે. ભ્રમણને જો જલદી આરામ થશે તો હું જંગલના દસ વાંદરાઓને દારૂ પાઇશ અને પાંચ કુટુંબકબીલાવાળા કલાલને શ્રાવણી સોમવારે પકવાન જમાડીશ.–પ્રભુ, અમારી ખાતર નહિ તો આ દુનીઆ ઉપરના અમૃતની ખાતર–આ દારૂની ખાતર તો એને બચાવજે.

**શાસ્ત્રીજી**: પીપાજી, એના મ્હોંમાં થોડુ ગંગાજળ અને તુલસીપત્ર મુકો. લાવોને હું મુકું.

**ભ્રમણ:** ( જરા શુદ્ધિમાં આવીને, ધીમે ધીમે ) મને ગંગાજળ નથી જોઇતું. મને ગંગાજળથી ન સતાવો. મને હવે મરતી વખતે કંઇક સંતોષ થાય એટલો દારૂ પાઓ. ગંગાજળને બદલે અમૃતજળથી મારો દેહ શુદ્ધ કરો. તુલસીનાં પાન મારા મ્હોંમાં ન મુકો. વખત આવે તુલસીને બદલે મહુડાંનાં પાન મારા મ્હોં ઉપર મુકજો. બાપ પીપાજી, પેલા પવિત્ર પીપમાંથી મને દારૂ પીવડાવને! બાપ, ઉઠ, ઝટ કર. મને તો નજર આગળ યમરાજાનો દરબાર દેખાય છે. યમરાજા પોતે પોતાને માટે વિલાયતી બ્રૅન્ડીની બાટલી ખોલી રહ્યા છે. આગળ બીજા સંકડો યમદૂતો બેઠા છે. તેમને માટે શુદ્ધ સ્વદેશી મહુડાના દારૂનું મોટું પીપ વચ્ચોવચ્ચ ગોઠવ્યું છે. જુવો, એ એક પીપને સો નળીઓ લગાડી છે.

**પીપાજી:** ભ્રમણ, ભ્રમણ, આમ લવારી શું કરે છે? જરા શાન્તિથી પડી રહે. આરામ થશે.

**ભ્રમણ:** મને શાન્ત કરવો હોય તો થોડો પીવાડ.

**પીપાજી:** લે ત્યારે. થોડો પી. ( દારૂ પાય છે. )

**ભ્રમણ:** અહાહા! હવે જરા ઠીક લાગ્યું. તમારા એ ગંગાજળથી શું મને આવો આરામ થવાનો હતો? મારા જેવાને માટે એ તમારા ગંગાજળ અને તુલસીપત્ર નકામાં છે. એ તો પાપી જીવડાઓને માટે હોય. અસ્સલ મદિરાભક્તનો ઉદ્ધાર ગંગાજળ અને તુલસીથી ન થાય. એના ઉદ્ધાર માટે તો દારૂ અને મહુડાંનાં પાંદડાંજ હોય.

**સોમાભાઇ:** ધન્ય છે ભ્રમણ, તારા દૃઢ નિશ્ચયને! મરણ વખતની આખરની ઇચ્છા મુજબ માણસને જન્મ મળે છે એ વાત ખરી હોય તો ભ્રમણ તારો જન્મ જરૂર કોઇ કલાલણને પેટે થશે. અને જો મનુષ્યઅવતાર નહિ મળે તો તું જરૂર મહુડામાંનો કીડો થઇશ. ભ્રમણ, તેં તો તારા જન્મનું સાર્થક કરી લીધું. ઇશ્વર તને આવતે અવતાર કલાલને ત્યાં જન્મ આપજો, અને આપણી સંસ્થા જેવી સંસ્થાઓને

મફત દારૂ પુરો પાડી ઉત્તેજન આપવાની ઉદારતાનો તારામાં વાસ હોજો.

**ભ્રમણ:** સોમાભાઈ, શાસ્ત્રીજી, મને હજુ થોડો પીવાડો.

**શાસ્ત્રીજી:** ભાઈ, હવે તારાથી વધારે નહિ પીવાય. તારામાં તે જીરવવાની શક્તિ નથી રહી.

**મગન:** શાસ્ત્રીજી એને પીવાડો. ખૂટશે તો વળી આપણે કંઈ બીજી જોગવાઈ કરીશું. ન્યાતમાં દાળ ખૂટે છે ત્યારે, પાણીની મદદ-થીજ આબરૂ રખાય છે. આપણે પીપમાં થોડું પાણી રેડીશું પણ ભ્રમણને હવે આવી વખતે ના પાડો. એતો એના રૂડા પ્રતાપ કે આપણે આજે ભેગા બેસીને પીપો ખાલી કરીએ છીએ. એનો હવે આ છેલ્લો વખત છે. આખી જીંદગી જેણે દારૂના ઉદ્ધાર માટે કુરબાન કરી તેને દારૂનો વિયોગ આખર વખતે ન થવા દો. પાઓ, એને પાઓ. ( શાસ્ત્રીજી પ્યાલો મ્હોં આગળ ધરીને પાય છે. )

**ભ્રમણ:** ( રમણને ) રમણભાઈ, મારી પાસે આવો આમ. મારે તમને કાંઈ કહેવું છે. મરતી વખતે હું કોઈને કડવાં વેણ નથી કહેવાનો. હું તો ઘડી બેઘડીનો તમારો મહેમાન છું. મિત્રોના લાભની વાતો હું આ ઘડીએ ન કહું તો મારામાં ખામી ગણાય. અને કોઈક વાત મનમાં રહી જાય તો મરણ પછી માણસની છાતીનો ભાગ બળતોજ નથી. શાસ્ત્રીજી, મેં મંડળનું લવાજમ ભરવા માટે અને કલાલનું ખાતું ચુકવવા માટે મારા ઘરની બૈરીને પણ મારીને કાઢી મુકી. મેં મારા સગાંઓને દૂર કર્યાં. મેં આ મહાન સેવા માટે મારા સર્વે પ્રકારના સ્વાર્થ ઉપર પાણી મુક્યું. રમણભાઈ, આજે આ મંડળને તમારા હાથમાં મુકીને જાઉં છું. પોતાનાં ઘરબાર અને મિલ્કતો બૈરીના નામ ઉપર ચડાવી સરકાર-વેરો નહિ ભરવાની હિલચાલ ચલાવનારાઓના જેવો હું પાખંડી નથી. રમણભાઈ, તમારી આબરૂ આજ સુધી ટકી. હવે ટકવી મુશ્કેલ છે. દુનીઆ કરોડો આંખો વડે આપણને જોઈ રહી છે. ગઈ કાલે મને એક ખાત્રીવાળા

માણસે કહ્યું કે રમાભાભીએ કેટલાંક ઘરેણાં આપનાથી છુપાં સંતાડી રાખ્યાં છે. અરવિંદના લાલનપાલન માટે હશે. રમણભાઇ, આ વાત તમે જાણતા તો હશો પણ આપનું ત્યાં કંઈ ચાલે નહિ એટલે આપ શું કરો? ઘરની બૈરી ન માને તો આબરૂરક્ષણ માટે પુરૂષને મૂંગા રહેવું પડે છે. ભાઈ હું જાણું છું, પણ આપ જેવા ત્યાગી ગણાના પુરૂષોને તો પૂર્ણ ત્યાગ કરી બીજાને સુદ્ધાં ધડો આપવો જોઈએ. આપ એ ઘરેણાં કેમ માગી નથી લેતા? એ ઘરેણાં જો તમે મંડળને હવાલે કરો તો મંડળનો પાયો કેટલો બધો મજબૂત થાય! (ખાંસી આવે છે.)

**રમણ:** ભાઇ, તું હવે બહુ ન બોલ. થાકી જઇશ. હું સોગન ખાઇને કહું છું કે મને ઘરેણાંની બિલકુલ ખબરજ નથી. હું તારી ઇચ્છા મુજબજ કરીશ, સમજ્યો? તારાં વચન બહાર નહીં જાઉં.

**ભ્રમણ:** રમણભાઇ, હવે મને તમારે હાથે દારૂ પાઓ.

**રમણ:** (દારૂ પાય છે.) લે ભ્રમણ, પી, હજુ વધારે આપું?

**ભ્રમણ:** બસ, નહિ, વધારે નહિ. યારો, તમે બધા મારી સામે આવીને બેસો. (બધા બેસે છે.) પેલા ખાદીના બામટાઓને તમે જણાવજો કે આ ભ્રમણ મદિરાનો ઉદ્ધારક, મદિરાનો ઉદ્ધાર કરતો કરતો મરણ પામ્યો. એમને જણાવજો કે તેમના મહાત્મા પ્રાણશંકર, રસિક અને ચંદ્રકાન્ત જેવાનાં ભાષણોને તો મેં પગતળે કચરી નાંખ્યા. એમને કહેજો કે ઘણા ડગુમગુ ડગી ગયા, પણ ભ્રમણ તો આખર સુધી ન ડગ્યો તે નજ ડગ્યો. તમે કહેજો એમને...થાળી પીટીને...

**શાસ્ત્રીજી:** જરૂર, જરૂર અમે એમને ઢોલ કૂટીને કહીશું. તું ફિકર ના કરતો.

**રમણ:** અરે, હું તો ઠેકઠેકાણે તારા સંબંધમાં ભાષણો કરીશ. તારૂં ચરિત્ર લખાશે તેમાં પણ આ વાત તો લખાશે, સમજ્યો?

**ભ્રમણ:** પણ યાર, તમે મારી આખરની ઇચ્છા મુજબ કરશો?

**રમણુ:** કેમ નહિ ? તું જણાવ. અમે તે કરવા માટે અમારા પ્રાણુ પણ સોંઘા કરીશું. જણાવ, જણાવ ભાઈ, ખુશીથી જણાવ.

**ભ્રમણુ:** સાંભળો, ત્યારે યારો, મારા મરણુ પછી કલાલોને ત્યાં ઘરેણે પડેલા મારા ઘરમાં દારૂનું પીઠું ખોલજો. એ પીઠાનું નામ "ભ્રમણુ મઘાલય" પાડજો. આપણા દેશમાં દારૂનાં પીઠાંઓ રાત્રે ખુલ્લાં નથી રાખવામાં આવતાં. તેની સામેની લડતમાં આપણે પ્રતેહમંદ નથી નીવડયા. તેને તમે આગળ ચલાવજો અને તેના એક નમૂના તરીકે આ પીઠાને ચોવીસે કલાક ખુલ્લું રાખવાની પરવાનગી મેળવજો. રાત્રે પીઠાં બંધ હોવાથી દેશના કેટલાએ હિંમતબાજ પુરૂષોને અડચણ અને અગવડ વેઠવી પડે છે. તે દૂર કરવા માટે આ ભ્રમણુ મઘાલયને રાત્રે પણ ખાસ ખુલ્લું રાખવાની ગોઠવણુ કરજો. આ મઘાલયમાં ગરીબોને, મુસાફરોને, ફકીરોને, સાધુઓને અને દારૂના ઉત્કર્ષના કામમાં જેમણે સર્વસ્વ અર્પણુ કરી દીધું હોય અને બાવા બન્યા હોય એવા પરગજુ પુરૂષોને મફત દારૂ પાજો. ભરતખંડની ભાવિ પ્રજાને હિન્દુસ્તાનની ઉછરતી પ્રજાને–વિદ્યાર્થીઓને આ મઘાલયમાંથી અરધે દરે દારૂ વેચજો. મારા ઘરમાં જેટલા ખાલી સીસા પડયા છે તે બધા કોઇ સુપાત્ર બ્રાહ્મણુને દાન કરજો. મારી વર્ષીને દિવસે શુદ્ધ અગ્નિહોત્રી બ્રાહ્મણોને કુટુંબકબીલા સાથે આગ્રહનું આમંત્રણુ કરી, ખૂબ મનમાન્યો દારૂ પાજો. મારા મરણુ પછી ગૌદાન કરવાને બદલે દારૂનાં પીપો જોડી તેનુંજ હોડકું બનાવી નદીમાં વહેતું મુકજો. તેના ઉપરજ બેસી વૈતરણી હું પાર ઉતરીશ. મારી ૨૦ વીઘાં જમીન ઘરેણે છે તે આવતી સાલ રૂસ્તમજીના હાથમાંથી છુટશે અને બીજી ૧૦ એકર છે તે ગલજી કલાલ પાસેથી ૬ માસ પછી છુટશે. તે બન્ને વેચી તેના રૂપીઆમાંથી મારી મરણુતિથિને દિવસે દર વરસે આબરૂદાર સ્ત્રીઓનો ભ્રમણુ મદ્યાલયમાં જલસો જમાવજો, અને કલાલણોને હાથે તેમને ખૂબ દારૂ પાજો. ખુદાબક્ષ, જરા પીવાડ. ( પાય છે. ) મારા માસીઆના દિવસે ગામના દરેકે દરેક કુવામાં રાત્રે આપેલાં બે બે મણુ

મહુડાં નાંખી આવજો. મારા મરણ પછી મારા શબને જુદી જુદી ન્યાતના કલાલો ઉંચકે એવી ગોઠવણ કરજો. કફનને માટે કોઇ કલાલણનું લુગડું મારા શબ ઉપર ઓઢાડજો. આવતે જન્મે હું કલાલણને પેટેજ અવતરીશ એમ મને લાગે છે. કારણ દારૂ ઉદ્ધારનું મારૂં કામ હું આ જીંદગીમાં પૂરૂં નથી કરી શક્યો. મગનભાઇ, તમે થોડો પાઓ ને. ( પાય છે. )

**ખુદાબક્ષ:** યાર, તેરે જેસા હિંમતબાજ મરદ દુસરા હોને વાલા નહિ. ક્યા તેરા દિમાગ! ક્યા તેરી હિંમત? યાર, અબતો હિંદુ ઓર મુસલમીન કે બીચમેં સલોખા હો ગયા તો તેરે પેગામમેં તુ મુસલમાન બિરાદરોકુ ક્યું ભૂલ જાતા હૈ? ઇસ સલોખા બઢતા જાવે ઉસકે લિયે મસલમાનોકુ બી તુ પેગામ દેતા જા.

**ભ્રમણ:** ખુદાબક્ષ, હું મુસલમાનભાઇઓને કેમ ભૂલું? મારો પેગામ તો હિંદુમુસલમાન બન્નેને માટે છે. ખુદાબક્ષ, આપણું મંડળ હિંદુમુસલમાનના ભાઇચારાનું દેવળ છે, મંદિર છે, ~~મસ્જીદ~~ છે. આ મંડળને ટકાવી રાખજો.

**રમણ:** ભ્રમણ, બીજી તારી શી ઇચ્છા છે?

**ભ્રમણ:** બીજી કાંઇ નહિ. ગમે તેનું સાંભળીને દારૂ ત્યાગ કરવાની ઘેલછા તમે કરતા નહિ. આપણા મંડળનું મનમાં અભિમાન રાખજો. તમારે માટે મંડળાભિમાન એજ દેશાભિમાન છે. ઓ બાપરે... મારા પેટમાં દુઃખે છે. ( રડે છે. ) મને સ્વર્ગમાં દારૂ મળશે? પ્રભુ જો સ્વર્ગમાં દારૂની જોગવાઇ ન હોય તો મને એ સ્વર્ગ નથી જોઇતું, દારૂના ઉદ્ધાર માટે તું મને મૃત્યુલોકમાં મોકલજે. મને થોડો પાઓ. ( મગન પાય છે. ) બસ, હવે નથી બોલાતું—( પગ પછાડે છે—નસો ખેંચાય છે—બાકીના બધા દારૂના ઘેનમાં ઝોકાં ખાય છે. ) દારૂ... મ...દિ...રા...રી...( આંખો ફાટી જાય છે. જીવ જતો રહે છે. )

**મગન:** ( મોટેથી પોક મુકે છે. ) એ મારા ભ્રમણભાઇ રે......

હવે તારા વગર દારૂનો ઉદ્ધાર કોણ કરશે ? મોટાં મોટાં ભરેલાં પીપો કોણ ઠાલવશે રે...ઓ...ભ્રમણભાઇ...

**શાસ્ત્રીજી**: ગયો....મદિરાનો પરમ ભક્ત ગયો...હિંદનો સૂર્ય આથમ્યો. સિંહ પડયો...

**રમણ**: ભ્રમણ જેવો મહાત્મા થયો નથી, ને થવાનો નથી.

**મગન**: ( જોરથી પોક મૂકીને. ) તારા વગર દેશી દારૂનાં...પીપ સૂનાં પડ્યાં રે...બાટલીઓ...કલાલોનાં...પીઠાં...ખાલી...પડયાં રે... હંહંહં...

**શાસ્ત્રીજી**: તારી યાદ કરી કલાલણો છાતી કૂટી ઘેરે ઘેર રડે રે.

**ખુદાબક્ષ**: યાર, તુ હમકુ છોડકર ચલા ગયા. ( રડે છે. ) ભ્રમણ, દોસ્ત, ખુદાકુ શરાબકા પેગામ દેના.

**મગન**: ( માથું કૂટે છે. ) તારા વગર કરકસરથી મંડળનું કામ કોણ ચલાવશે રે...મારા ભ્રમણભાઈ...

**પીપાજી**: આવા મહાત્માના મરણ વખતે રડવાનું હોય ? આંખોનું પાણી બતાવવાનો આ વખત નથી, મૂછોનું પાણી બતાવો. આ મહાન્ પુરૂષનાં શબને શી રીતે હવે માન આપવું તેનો વિચાર આપણે કરવો જોઇએ. આપણા મંડળનો એ આધાર–સ્થંભ, આપણી સંસ્થાની ઇજ્જતને શોભે એવું માન તો એના શબને આપણે આપવુંજ જોઇએ.

**શાસ્ત્રીજી**: પીપાજી, તારૂં કહેવું ખરૂં છે. આપણે એના માનમાં જાહેર સભા ભરીશું.

**મગન**: ( મનમાં ) સંસ્થા માટે ફંડ ભેગું કરનાર તો મરી ગયો અને મારા બેટાઓ જે છે તે પણ ઉડાવી દેશે. સભા માટે જાહેરખબરો છપાવશે અને નાહક દીવાબત્તીનું ખરચ કરશે. એટલા રૂપીઆનો દારૂ તો ખાસ્સા બે દિવસ ચાલે ! ( ખુલ્લીરીતે ) એવી બે-

જવાબદાર સભા બોલાવવા કરતાં ઉત્તમ બંધારણવાળી આપણી સંસ્થાનીજ સભા બોલાવોને.

**પીપાજી:** અરે, એ તો બધા અહીં છેજ. કરો ત્યારે શરૂઆત. એમાં વાટ શી જોવાની! મુકો દરખાસ્ત, અને ચુંટો પ્રમુખ.

**મગન:** ( મારા બેટાઓને આન ખાટવું છે પ્રમુખ થઇને. ) પ્રમુખ ચુંટવાની ભાંજગડમાં શું કામ પડો છો? ભ્રમણના શબનેજ પ્રમુખપદનું માન આપો. એના શબને પ્રમુખપદ આપવું એજ મોટું માન છે.

**રમણ:** ભાઇઓ, ભ્રમણચંદ્રના શબને પ્રમુખપદ આપવામાં આવે છે. બોલો, સર્વે કબુલ? (કબૂલ.) હવે હું સભા આગળ ઠરાવ રજુ કરૂં છું કે મહાત્મા ભ્રમણચંદ્રના માનમાં આજે આ મંડળના મકાનમાં જેટલો દારૂ હોય એટલો તેના સભાસદોએ એની યાદગીરીમાં પીને પૂરો કરવો.

**મુહાબક્ષ;** મેરે દોસ્ત રમણચંદ્રને આપકી સામને જો દરખાસ્ત પેશ કી ઉસકી મેં દિલોજાનસે તાઇદ કરતા હૂં.

**રમણ:** આ ઠરાવ હું સભા આગળ મુકું છું. બોલો, કોઈ વિરુદ્ધ છે. ( કોઇ નહિ. ) સર્વાનુમતે પસાર.

**પીપાજી:** હવે હું બીજો ઠરાવ મુકું છું.

**મગન:** થોભો. બીજો ઠરાવ નહિ મુકાય, મારો તે સામે જબરજસ્ત વાંધો છે. જે ઠરાવ પસાર થયો તેને અમલમાં મુકયા સિવાય બીજા ઠરાવો ફક્ત કાગળીઆં શોભાવવા માટે કરવા હોય તેની હું વિરુદ્ધ છું. રમણભાઇનો ઠરાવ પસાર થયો છે. રમણભાઇએ તેને અમલમાં મુકવા માટે પ્રયત્ન કરવોજ જોઇએ. રમણભાઇ, કરો શરૂઆત. પીપ ખાલી કરો. જે ઠરાવ અમલમાં મુકવાની તમારી શક્તિ ન હોય તેની તરફેણમાં તમે કેમ રહી શકો?

**રમણ:** આપણે તો હવે એક ટીપું નહિ લઇએ. (મનમાં) ખૂબ ચઢી છે. ભાઇઓ, ઠરાવની હું તરફેણમાં છું પણ તેને અમલમાં

મુકવાની મારી અશક્તિ હું જાહેર કરૂં છું એટલે મારી જવાબદારીમાંથી હું મુક્ત થાઉં છું.

**મગન:** એમ તે વળી ચાલતું હશે?

**રમણ:** અચ્છી રીતે વળી. જુઓ રાષ્ટ્રીય મહાસભા. શું તેમાં હાથ ઉંચા કરનારાઓ એ ઠરાવને અમલમાં મુકવાની પોતાની તાકાદનો વિચાર કરવા બેસે છે? એ વિચાર જો હાથ ઉંચો કરનારા કરતા હોય તો દેશનું બળ આંકવામાં આગેવાનો છક્કડ ન ખાય. આ ચીજ સારી છે કે ખોટી અથવા અમુક વાત બને તો અમને ગમે કે નહિ? તે માટે અમે મત આપીએ છીએ. મત આપ્યો એટલે કંઇ તે પ્રમાણે વર્તન કરવા અમે નથી બંધાતા, સમજ્યા?

**પીપાજી:** બરોબર છે રમણચંદ્રજીનું કહેવું. નાગપુરની કોંગ્રેસમાં સેંકડો વકીલો હતા. સ્વદેશી અને અસહકારનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો. પણ શું બધા વકીલોએ વકીલાત છોડી? મત આપેલા બધાઓએ પોતાનાં છોકરાં સરકારી નિશાળોમાંથી ઉઠાડયાં? અદાલતો છોડી? શું બધા સ્વદેશી પહેરતા થઇ ગયા?

**રમણ:** દેશભક્તિમાં તો ભાઇ ન્હાયા એટલું પૂણ્ય.

**શાસ્ત્રી:** અરે મૂર્ખાઓ, તમે આ શેનું વિવેચન ચલાવ્યું છે? સભા શેને માટે અને વિવેચન કયું? આજે આ વિવેચન નથી કરવાનું. આજની સભામાં બીજી વાત થાય તો મહાત્મા ભ્રમણચંદ્રના શબનું અપમાન થાય. પહેલા ઠરાવ મુજબ બધા એક એક બાટલી ચડાવી દો. અને પીપાજીને બીજો ઠરાવ મુકવા દો. ( મગન બધાને બાટલી ભરી ભરીને આપે છે, બધા પીએ છે.)

**પીપાજી:** મારામાં વાસ કરતી તમામ શક્તિ અને જુસ્સાથી હું બીજો ઠરાવ સભા સમક્ષ રજુ કરૂં છું. ભ્રમણચંદ્રના મરણને લીધે આ શહેરમાંની દારૂની બધી દુકાનો બંધ રાખવા માટે કલાલોને વિનંતિ કરવી.

**મગન:** આ ઠરાવની સામે હું એમેન્ડમેન્ટ રજુ કરૂં છું. "મરહુમ માનવંતા ભ્રમણચંદ્રને દારૂની દુકાનો બંધ રહેલી બિલકુલ ગમતું નહિ તેથી તેમના માનમાં દુકાનો બંધ ન રાખતાં ચોવીસે કલાક તે ખુલ્લી રખાવવાની આ મંડળે ગોઠવણ કરવી" મારા આ ઠરાવને અંદરખાનેથી બધાનો ટેકો છે. બહારથી ટેકો આપશે કે નહિ તે હું નથી કહી શકતો.

**રમણ:** આ સુધારાની સામે કોઇ છે ? હોય તે હાથ ઉંચા કરે. કોઇ નથી. સુધારો પસાર.

**શાસ્ત્રીજી:** પ્રેત પ્રમુખ અને ભાઇઓ, આ સભામાં લાંબાં ભાષણો કરવાની જરૂર નથી. હું આપની આગળ એક અતિ મહત્ત્વનો ઠરાવ રજુ કરૂં છું કે "મહાત્મા ભ્રમણચંદ્રની ઠાઠડીમાં મહુડા સિવાય બીજું લાકડું વાપરવું નહિ; શબ ઠાઠડી ઉપર બાંધવામાં કાથાની દોરીનો ઉપયોગ ન કરતાં વ્હીસ્કીની બાટલીઓ ઉપરનો તાર કાઢી તેનાથી શબને બાંધવું. શબની ઉપર કફન તરીકે મહુડાંનાં પાંદડાં અને તાડીની સાદડીનો ઉપયોગ કરવો; અને શબ બાળવામાં લાકડાનો ઉપયોગ ન કરવો, પણ દારૂની બાટલીઓ પૅક કરવા માટે જે ઘાસ વપરાય છે તે ઘાસથી બાળવું." આ મારી દરખાસ્ત છે. આ ઠરાવને સર્વે આંસુથી વધાવી લેશો.

**મગન:** (આ ખરચની વાત પાછી કાઢી.) આ ઠરાવ પર મારો એક સુધારો છે તે જો શાસ્ત્રીજી સ્વીકારે તો પછી હું તેને ટેકો આપીશ. તે સુધારો એ છે કે મહાત્મા ભ્રમણચંદ્રના શબને બાળવા માટે દારૂની બાટલીઓ પૅક કરવાનું ઘાસ ન ખરીદતાં આપણે એમને દારૂની ભઠ્ઠીમાંજ બાળીએ તો વધારે યોગ્ય ગણાશે. (બધાને દારૂ ખૂબ ચડે છે. ઝોકાં ખાવા લાગે છે.) માટે હું એવી દરખાસ્ત મુકું છું કે શબને કલાલોને સોંપી આપણે મરણની દિલગીરી માટે ૧૨ કલાક બારણાં બંધ રાખી શોકની ઉંઘ લેવી.

**રમણ:** હું આ ઠરાવને અંતઃકરણપૂર્વક ટેકો આપું છું.

**શાસ્ત્રીજી:** મકાનમાંનો દારૂ પુરો કરવાની ભલામણવાળો પહેલો ઠરાવ અમલમાં ઉતારી ૧૨ કલાક શોકમાં સુવાના છેલ્લા ઠરાવને અમલમાં મુકયા પછી બીજા ઠરાવોનો વિચાર કરવો એવો મારો આ સભાને આગ્રહ છે. છે કોઈ વિરુદ્ધ? કોઈ નથી, માટે પીઓ અને ઉંઘો. પછી બીજી વાત.

(પડદો પડે છે.)

## પ્રવેશ ૩ જો

**સ્થળઃ**—રમાને બંગલે જવાનો રસ્તો અને રમાનો બંગલો.

**પાત્રોઃ**—મદન, દુષ્ટા, રમા વિગેરે.

**મદનચંદ્રઃ** (રમાને બંગલે જવા નીકળે છે.) ભ્રમણે રમણચંદ્રને બરોબર તૈયાર તો કર્યોજ હશે. રમણ જાણશે કે રમાએ ઘરેણાં સંતાડી મુકયાં છે એટલે એ એની પાસે માગશે અને નહિ આપે એટલે એની પુરેપુરી સતામણી થશે.એ રમણચંદ્ર તો હવે હવેનો એવો અટળ નિશાબાજ બન્યો છે કે તે રમાને ચૌદમા રતનનો સ્વાદ ચખાડયા વગર રહેશે નહિ. અને એવી રીતે હેરાન થયેલી, મારથી પીડાતી, દરિદ્રાવસ્થામાં ઝુરી ઝુરીને પોતાની જીંદગી પુરી કરતી સ્રીને મારા જેવો વૈભવશાળી મળે એટલે કુદરતી રીતે બધુંએ શાસ્ત્ર ખૂણામાં ભરાઈ જાય. ગરીબાઈ-ને વશ કોણ નથી થતું? દરિદ્રતાથી કોણ નથી ડગતું? સરકારના દંડને વશ નહિ થનાર, જુલમની સામે અડગ રહેનાર અને અત્યાચારી-ઓથી પણ નહિ ડગનાર વીર પુરૂષ ગરીબાઈથી ડગે છે-હિંમત હારે છે. મારી યુક્તિ પ્રમાણે ગોઠવણ થાય તો બેડો પાર. બસ મને એક ફેરા રાત્રે એકાન્તમાં એના બંગલાના દિવાનખાનામાં કોઈ પ્રવેશ કરાવે એટલે થઇ ગયું. પછીનું કામ મારૂં છે. પહેલાંનો પ્રસંગ તો એ કયારનીએ ભૂલી ગઇ હશે. વખતે મને તરછોડવા માટે એને પશ્ચાતાપ પણ થતો

હશે. એ તો ઠીક છે, એ પશ્ચાતાપજ પ્રાયશ્ચિત છે. (હાથમાંના ઘડીઆળ તરફ જોઈને.) આ ઘડીઆળ એટલું બધું ફાસ્ટ મુક્યું છે છતાં મંદું ચાલે છે. વખત તો થવા આવ્યો છે. આ કાળો ઝભ્ભો પહેરીનેજ જઉં એટલે કોઈ ઓળખે જ નહિ. ધીમે ધીમે જઈશું એટલે બરોબર વખતે પહોંચાશે. (જવા લાગે છે. પડદો ઉપડે છે. રમાનો બંગલો.)

દુષ્ટા: (બંગલાની બહાર ઝાડને ઓટે.) વખત તો થઈ ગયો છે. હજુ કેમ નહિ આવ્યા? આ બાજીમાં એ લ્હાણુ નહિ કહાડે. મોટા માણસોના મગજમાં એક ધુન ભરાઈ કે પછી એ તે ધુનની પાછળ ગાંડાજ થઈ જાય છે. (મદન કાળો ઝભ્ભો પહેરીને આવે છે. દુષ્ટા ધીમે રહી કાનમાં કહે છે.) મહારાજ, હમણાં તો તમે અહીંઆ બહાર છુપાઇ બેસો, પછી જ્યારે વખત આવશે ત્યારે હું આપને અંદર બોલાવીશ, સમજ્યા? બોલાવ્યા સિવાય એકદમ અંદર નહિ આવતા, હોં? નહિ તો બધો ખેલ બગડી જશે. સ્હેજ પણ ગફલત થઈ કે પોગળ ફુટયું જ સમજજો.

મદન: દુષ્ટા, મારી કાળજી તું બિલકુલ રાખતી જ નહિ. આવા કામમાં આ બંદાથી ગફલત ન જ થાય, સમજી? તું તારી કબુલત પ્રમાણે કામ પાકું કરી દેજે એટલે થયું. એક ફેરા મારી અને એની મુલાકાત થઈ કે બેડો પાર. (બહાર ખુણામાં ઉભો રહે છે. દુષ્ટા અંદર જાય છે.)

દુષ્ટા: આપણી તો ખાત્રી થઈ ગઈ છે કે મદનચંદ્રજી અહીંથી ખાસડાં ખાઈનેજ પાછા જવાના છે. હવે એ રમા એના બાપથી પણ વળવાની નથી. (ચોરીથી ધીમે રહીને બંગલામાં દાખલ થાય છે.)

મદન: આહાહાહા! રાણી રમા! મને અહીં તારો દ્વારપાળ બનાવી ઉભો રાખ્યો છે. બસ, હું તારી કસોટીએ ઉતર્યો છું. તારો દ્વારપાળ તો શું પણ તારા કોમળ ચરણ ચાંપવાને પણ આ તારો દાસ તૈયાર

છે. ( વિચારમાં પડે છે. ) દુષ્ટા સાથે મોકલેલી મારી છબી જોઈ કામઘેલી થઇને એ મારા મહેલ તરફ તો નહિ ગઇ હોય?

( રમા પ્રવેશ કરે છે. )

**રમા:** આજે આ ઘરમાં મારાથી રહેવાતુંજ નથી. આખું ઘર જાણે ખાવા ધાય છે. વિનયાબ્હેન પણ હજુ સુધી ન આવ્યાં. કમળા બોલાવવા ગઈ તે પણ કોણ જાણે ક્યાં વાતોએ વળગી? આજે આ ઘર કોણ જાણે મને કેમ આટલું બધું બિહામણું લાગે છે? ( સાકડી ઉપર સુવા જાય છે. ) ઠીક યાદ આવી ગયું, કાલનું અધુરૂં રહેલું પુસ્તક વાંચું.

( પુસ્તક વાંચતાં વાંચતાં સુઇ જાય છે. દુષ્ટા મદનચંદ્રને અંદર લઈ જાય છે. )

**દુષ્ટા:** ( તદન ધીમેથી. ) સરકાર, હવે આપણી શરત પુરી થઇ. હું હવે જાઉં છું. ( દુષ્ટા જતી રહે છે. )

( બહાર હીરાશંકર આવે છે. )

**હીરાશંકર:** એ પાપી રમાગૌરી ઉપર અત્યાચાર કરવાને માટે ચોરની માફક ઘરમાં પેઠો છે. મારે ગમે તેમ કરી અંદર પ્રવેશ કરવોજ જોઇએ, નહિ તો મહા અનર્થ થશે. મણીશંકરની યુક્તિ પ્રમાણેજ કરીએ. આ પાટલાઘોને ઉપર ચઢાવી તેની પૂછડીએ દોરી બાંધી હું છાપરા પર ચઢી જાઉં અને ત્યાંથી ગમે તેમ કરી દિવાન-ખાનામાં પ્રવેશ કરૂં. એ હરામીને તો આજે પુરોજ કરવો જોઇએ.

( હોઠ પીસી ઉપર ચઢવાના પ્રયત્નો કરે છે. )

**મદન:** ( સુતેલી રમા પાસે જઇને. ) શાબાશ છે વિશ્વકર્મા, તને પણ શાબાશ છે. અરે, પણ આ રમા છે કે કોઇ કુશળ ચિતારાએ ચિતરેલું ચિત્ર છે તેનીજ મને ખબર પડતી નથી! ( જોયાં કરે છે. માથું ધુણાવી. ) નહિ, ચિત્ર તો નથીજ. હાલતી ચાલતી રમાજ છે. આજે મારા જન્મનું સાર્થક થયું. આ પરીનું જો-બન મારા સિવાય બીજું કોણ લુંટે છે તે હું હવે જોઉં છું. રમા,

વ્હાલી રમા, તું આવી ઇંદ્રની રંભા છે એવું મને સ્વપ્ને પણ લાગ્યું નહોતું. ધન્ય છે તારી ખૂબસૂરતીને. તે દિવસે તને જોઇ હતી પરંતુ તારૂં આટલું બધું સૌંદર્ય મને તે દિવસે જણાયું નહિ. આવી સ્ત્રી સ્વર્ગલોકમાં પણ હશે કે કેમ તેની પણ મને શંકાજ છે. સ્વર્ગના દેવતાઓ પણ તારા ઉપર મોહિત થઈ જાય એવી તારી ખૂબસૂરતી છે. ( પાસે ઉભો રહી વિચાર કરે છે. ) થયો, નિશ્ચય દૃઢ થયો. હવે તો એ નહિ ફરવાનો. એ મારી અને હું એનો. હવે છૂપકીથી શા માટે ? ખુલ્લી રીતે તેને જગાડી તેના અધરનું અમૃતપાન કરૂં તો પણ મને કોણ અટકાવી શકે તેમ છે ? ( તદ્દન પાસે જઇને. ) રમા, રસીલી રમા, તારો રમણ તારી સાથે રતિસુખમાં રમમાણ થવા તારા રંગમહેલમાં તારી રાહ જોતો બેઠો છે તેને તું ક્યાં સુધી રાહ જોતો રાખીશ ? ઉઠ પ્યારી, ઉઠ. વિનય તજી આ તારા દાસને આલિંગન આપ. ( રમાના શરીર ઉપરની ખાદીની ચાદર કાઢવા જાય છે. રમા સફાળી જાગીને એકદમ ગભરાઇ બાજુએ ઉભી રહે છે. )

**રમા:** અરે, આ કોણ છે ? આ હું શું જોઉં છું ? પ્રભુ, આ શો ગોટાળો છે ? ( મદન તદ્દન પાસે જાય છે. )

**મદન:** ( મનમાં ) હવે મદનચંદ્રને કોણ અટકાવનાર છે ? આજે આ રમા મારી થવાની. મારા કરતાં ઇંદ્ર પણ વધારે સુખી નથી.

**રમા:** ( વધારે ચકિત થઇને. ) તમે કોણ છો ?

**મદન:** હું તારો છું અને તેથીજ તારી પાસે આવ્યો છું. જેના નામની તું છુપી જપમાળ ફેરવ્યા કરે છે તેજ હું છું.

**રમા:** હું તમને નથી ઓળખતી. મેં તમને કદી જોયા પણ નથી. આવે રાત્રિને સમયે, પુરૂષની ગેરહાજરીમાં, તમે એકદમ અહીં કેમ આવ્યા ?

**મદન:** હું પરસ્ત્રીના દિવાનખાનામાં નથી. હું તો મારી પ્રિયાના દિવાનખાનામાં આવ્યો છું. રમા, હવે વિનયની સીમા થઈ ગઈ. તારી

તપશ્ચર્યા ફળીભૂત થઈ. ( રમા બારી ખોલવા જાય છે. મદન તેને અટકાવે છે. )

**રમાઃ** ( ગુસ્સાથી ) અરે ! નીચ માણસ ! આવી નીચ વાતો શા માટે કરે છે ? ચોર અને લૂંટારાની માફક...

**મદનઃ** રમા, સુંદરી, જો કે હું લૂંટારો હોઈશ તો પણ હું તારૂં છુપાવેલું ઘરેણું લૂંટવા નથી આવ્યો, પરંતુ તારૂં જોબન લૂંટવા આવ્યો છું. તારે ત્યાં દ્રવ્યની ચોરી કરવાની મારી ઇચ્છા નથી, પરંતુ તારા ચિત્તની હું ચોરી કરવાનો છું. પ્યારી, તું મને હજુ ઓળખતી નથી ?

**રમાઃ** હું તને ઓળખતી નથી અને ઓળખવા માગતી પણ નથી. મારે તારૂં બોલવું સાંભળવું નથી. ભલે તું અખિલ સૃષ્ટિનો રાજા હોય, તો પણ મારે મન તો તું નર્કમાંનો, રૈરવ નર્કમાંનો સદાને માટે પીડાતો કીડો છે. જા, તારાં કાળાં કૃત્યોનો ભેદ હું કળી ગઈ છું, હવે અહીંથી ચાલ્યો જા, તારૂં કાળું કર.

**મદનઃ** મનહરણિ રમા, મારા પોષાકને લીધેજ તું મને ઓળખતી નથી, નહિ તો તેં મને ક્યારનુંએ આલિંગન આપ્યું હોત. વ્હાલી, જો આ તારા પ્યારાં આશકને. ( ઝબ્બો કહાડે છે અને રમાની નજદીક જાય છે. ) આ તારો પ્રેમી મદનચંદ્ર તારૂં ચુંબન લેવા હાજર છે. હવે તો ખુશી થઈને...( પાસે જાય છે. રમા તિરસ્કારથી બાજુએ થાય છે. )

**રમાઃ** ( ગુસ્સાથી લાલચોળ થઇને. ) મદનચંદ્રજી, તમે નાહક શા માટે મારો છળ કરો છો ?

**મદનઃ** પ્રિયા, સ્વર્ગલોકના દેવતાઓ પણ તારો છળ કરી શકશે નહિ. તારો છળ કરનારને દેહાંતદંડની શિક્ષા કરનાર ઉપરજ જો તું છળનો આરોપ મુકે તો પછી બાકી શું રહ્યું ? રમા, હું તને ખુલ્લેખુલ્લું કહી દઉં છું કે ગમે તે થાય તો પણ આજે તો હું

તને મારી પોતાની કરવાનો જ. પ્રિયા, હવે હઠ છોડી દઇ આલિંગન આપ. (રમા દૂર જાય છે.) પેલા દારૂડીઆને ત્યાં તારી શી દુર્દશા થાય છે તેનો ખ્યાલ કર. તને પેટપુરતું અનાજ પણ મળતું નથી તેનો વિચાર કર.

**રમા:** નહિ નહિ, મદનચંદ્રજી, એવી નીચ વાતો મારી આગળ તમે કરતાજ નહિ. મારા નાથની નિંદા હું નહિ સાંભળું. એ ચિત્તાકર્ષક મૂર્તિ સિવાયના અન્ય સર્વે મારે મન પિતા અને ભ્રાતા સમાન છે.

**મદન:** (મનમાં) ચિત્તાકર્ષક મૂર્તિ, કેમ ? ઠીક, જોઉં છું, આજે. (રમાને) રમા, તારી આવી હઠથી આજે કંઇ વળવાનું નથી. હું આજે તારી સાથે ગંધર્વલગ્ન કરવાનો, કરવાનો અને કરવાનોજ. તું હઠ કરીશ તો મારે જુલમ કરવો પડશે. તું સીધે રસ્તે નહિ માને તો મારે સખત પગલાં લેવાની જરૂર પડશે. રમા, નક્કી માનજે કે મારી મતલબ હાંસલ કરી લેવા હું આજે સખતમાં સખત ઇલાજ યોજીશ, સમજી ? વિચાર કર. હઠ છોડ, આજે મારૂં નહિ માને તો તારા ઉપર સખતમાં સખત અત્યાચાર અને જુલમ થશે...

**રમા:** (ગુસ્સાથી આગળ આવીને.)

ભાનુ ઉગે જો પશ્ચિમે, પાતાળ આભે જો ગયું;
દરિયો તજે મર્યાદને, ભુસત્ય તૂટે શું થયું ?
જળધાર બદલે રક્તનો વર્ષાવ થાયે શું થયું ?
આકાશના ભુદેવ અત્રે આવશે તો શું થયું ?

સતીને પતિતો એક સદ્ગુણ અન્ય નવ શિયળ સમા,
તે માટ જીવને ત્યાગવા તૈયાર છે આ રમા.

**મદન:** રમા, હજુ તને મારા વૈભવનો ખ્યાલ નથી. તારા શરીરનું તને ભાન નથી. મારા જેવા રંગીલા લાલ વિના તારા કેવા

હાલ થશે તેનો વિચાર નથી લે, આ સુવાસિક પુષ્પોનો હાર તારો કોપ શાન્ત કરશે. (હાર ગળામાં પહેરાવવા જાય છે. રમા તોડીને ફેંકી દે છે.)

**રમાઃ** ચંડાળ, તુ દૂર રહે. મારા પવિત્ર દેહને તારા પાપી સ્પર્શથી કદી પણ ભ્રષ્ટ થવા દેઇશ નહિ. વ્યભિચારી, તને પતિવ્રતાના હૃદયની ક્યાં ખબર છે? આ રમા તારા અધિકાર નીચેની કોઈ પણ લાલચથી લલચાઈ જનારી વેસ્યા નથી, સમજ્યો. સતીશ્રાપથી ભલભલા ખેદાનમેદાન થઈ ગયા તે તું કેમ ભૂલે છે? તેનો તને કેમ ખ્યાલ નથી આવતો?

**મદનઃ** સમજ્યો, સમજ્યો, સાક્ષાત દેવીનો અવતાર તો તમેજ છો. હું જાણું છું.

**રમાઃ** હા હા, બેશક હુંજ દેવીનો અવતાર છું.

શિયળપણાને સાચવી જે રાખવા નિજ ટેકને,
નિજ અંગ અર્પે અગ્નિમાં વર પતિ તે એકને;
દેહદંડમાં અખંડ તે આનંદ માને સો ગણો,
તે નારીઓ સૌ માનજો અવતાર તો દેવી તણો.

મદનચંદ્રજી, સમજો, સમજો, હજુ સમજો.

**મદનઃ** (ગુસ્સાથી.) હું સર્વ સમજું છું. બાજીત્રાજી વાતો કોરાણે મુકી તું એકદમ ખુશીથી મારે તાબે થા નહિ તો મારે તારા ઉપર જુલમ કરવો પડશે. હવે હું અપમાન સહન નહિ કરૂં. તને તારા સૌંદર્યનો ગર્વ થયો છે. તને મનાવવા બનતા પ્રયત્નો કર્યા પણ હઠીલી તેં તારો વિચાર ન કર્યો. હવે તો તારા ઉપર જુલમજ. તું જુલમનેજ લાયક છે. બોલ હવે. (બાહુ પકડી હાથમાં ખંજર લઇ ઉગામે છે.) તું મારી સાથે ગંધર્વ લગ્ન કરવા ખુશી છે કે નહિ? હઠીલી, હસતે મુખે કબુલ કર નહિ તો તારા નસીબનો ખેલ આજે ખતમ થયેલો સમજજે.

**રમા:** ( નીડરપણે )

કાપો ભલે મારો ભલે ચીરો ભલે આ કાયને,
અંગારથી બાળો ઉભી નહિં ઉચરૂં હાય હાયને;
બાંધી મને ફટકા દીઓ, કટકા કરો આ અંગના,
સદ્‌ગુણને સુવિચાર પુણ્યો અમર સાથી સંગના.
કારાગૃહે રાખી ભલે ભૂખી કરીને મારશો,
ફાંસી અને શૂળી થકી ફતેહ કદી ન માનશો.

( મદન જોરથી પાલવ એંચે છે. )

પાપી, અબલાનો રક્ષક શ્રી કૃષ્ણ પરમાત્મા છે. પાપી, પાલવ છોડ. હું કદાપિ તને વશ થઈશ નહિ. છોડ, મારો પાલવ છોડ.

**મદન:** હવે છોડવાની વાત છોડી દે. આ મદનચંદ્ર તારો ભોગ કરીને પણ છોડવાનો નથી. તને પાંચ મિનિટ હવે વિચાર કરવાનો વખત આપું છું. જા, વિચાર કરીને જવાબ દે.

**રમા:** ( મનમાં ) પ્રભુ આખરે ઝેર કચરીને આત્મહત્યા કર્યા સિવાય બીજો છુટકો નથી. હે પ્રભુ ! શિયળ સાચવતાં આજે મારો અંત થવાનો. હું મૃત્યુથી ડરતી નથી, પરંતુ શિયળ સાચવતાં આવો અંત આવે તો સત્યમાં બળ છે એવું દુનિયા કેમ માનશે ? બળનો અભાવ છતાં પણ ઈશ્વર તારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખી શિયળના પ્રતાપનો આ દુષ્ટને પરિચય કરાવવાનું સાહસ કરૂં છુ. જગદંબા આ અસુરની સામે બાથ ભીડવા મારામાં શક્તિ મુક. ( આંખો બંધ કરી પ્રાર્થના કરે છે. )

**મદન:** રમા, હવે તું ઠેકાણે આવી ખરી. પહેલેથીજ જો તે ડહાપણ વાપર્યું હોત તો મને ગુસ્સો ન ચઢત. તારી મુખાકૃતિજ તારી મરજી બતાવે છે. ઉઠ, પ્યારી, મને આલિંગન આપ. ( રમાનો હાથ પકડે છે. રમા તેને તિરસ્કારથી દૂર કરે છે. ) આવા છણકાથી મદન ગભ-

રાય એમ નથી, સમજી ? છણકો એતો સ્ત્રીઓના અભિનયને શોભાવનારો એક મૃદુ હાવ છે. પણ તેં તો પ્યારી, મને વગર છણકાએજ વશ કર્યો છે. (ચુંબન લેવા જાય છે. રમા જોરથી તમાચો મારે છે.)

રમાઃ ખબરદાર, જો એક ડગલું આગળ આવ્યો તો. નાદાન, તારાં નીચ કૃત્યોનો બદલો પ્રભુ તને આપ્યા સિવાય નથી રહેવાનો. (બારી તોડીને હીરાશંકર સાધુના વેશમાં દાખલ થાય છે; નાગી તલવાર લેઈ મદન ઉપર દોડે છે, મદન ચકિત થાય છે; બારણું ખોલી નાસવા જાય છે. પણ હીરાશંકરના ઝટકાથી ડાબો હાથ કપાઇ જાય છે. હીરાશંકર મદનની પાછળ દોડે છે, મદન ઓરડામાં બેસે છે ત્યાં તેના પર વિજળી પડે છે. પડદો પડે છે.)

## પ્રવેશ ૪ થો

**સ્થળઃ**-રમણચંદ્રના બંગલાનું કંપાઉન્ડ.

**પાત્રોઃ**-રસિક, રમા, પાછળથી રમણચંદ્ર.

(લ્હેણદારોએ બંગલો જપ્તીમાં લીધેલો હોવાથી કંપાઉન્ડમાંના એક ઝાડ નીચેની ઝુંપડીમાં રમા રસોઇ કરે છે. ઝાડની દોરીઓ બાંધી તેની ઝોળી બનાવી તેમાં અરવિંદને સુવાડયો છે અને વારંવાર હિંડોળે છે.)

**રસિકઃ** (ઝુંપડીની બહાર એકલાં) ગુલામીની અસર આપણા જાહેર જીવન ઉપર કેટલી બધી ઉંડી થઈ ગઈ છે. ગુલામીની ભાવનાનું ઝેર તો દરેકની નસે નસમાં વ્યાપી ગયું લાગે છે. મતસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્ય માત્ર શબ્દમાંજ રહ્યા છે. જાહેર જીવનમાં ફકીર બનેલા ત્યાગીઓ પણ સામાના મતસ્વાતંત્ર્યનો વિચાર કરતા નથી. મોટાઓ એમનાથી મોટા હોય તેમના આચારમાં અને વિચારમાં ગુલામ બની જાય છે, અને પોતાથી ઉતરતાઓ પોતાના ગુલામ બને એવી ઇચ્છા રાખે છે. કોઇ મતભેદ જાહેર કરે કે તેને શ્રદ્ધાહીન પશુની પદવી તો મળવાનીજ. મહાપુરૂષો શી રીતે બોલે છે, શી રીતે ચાલેછે, શું ખાય છે, કેવી રીતે ખાય છે, કેવાં કપડાં પહેરે છે, કેવી રીતે હસે છે વિગેરે બાબતો ધ્યાનમાં રાખી એની નકલ બરોબર કરવાના પ્રયત્નો ઘણાખરા દેશસેવકો કરે છે અને નકલી બનવામાં જે બરોબર

કાવે તો પછી એમને એમ લાગવા માંડે છે કે પોતે પણ મહાન પુરૂષોમાંના એક છે. આવી રીતે અહંકાર માણસમાં છુપી રીતે પ્રવેશ કરે છે, અને અહંકાર દાખલ થયો કે જાહેર જીવન તુટયું જ સમજવાનું. કેટલેક ઠેકાણે અંધશ્રદ્ધા અને ગુલામગીરી માલુમ પડે છે ત્યારે કેટલેક ઠેકાણે વિતંડાવાદ અને સ્વચ્છંદ માલુમ પડે છે. ટુંકમાં પરતંત્રતાએ દેશના જાહેર જીવન ઉપર ખૂબ ઘેરી અસર કરેલી છે. (ઝુંપડી તરફ વળીને.) દુઃખીને દિલાસા દીધાથી દુઃખીના મન ઉપરના દુઃખનો ભાર જરા હલકો તો થાય છે પણ દરિદ્રી દેવાથી પીડાતા દુઃખીનું દુઃખ શી રીતે ઘટાડી શકે? રમાબ્હેનની લ્હેણદારોએ કરેલી દુર્દશાની વાત સાંભળી દિલને ખૂબ આઘાત થયો, પણ તેથી કંઈ રમાબ્હેનને શાન્તતા ઓછી વળવાની છે? જાહેર જીવન ગાળનારાઓની કફોડી દશાનો ખ્યાલ તો જેને વીતી હોય તેજ કરી શકે. મારાં ઘરબાર મેં ગીરો મુકયાં. ઘરેણાંગાંઠાં વેચીને ખલાસ કર્યાં. જાહેર જીવનમાં જોડાઇને આગળ પડતો ભાગ લીધા પછી નથી થઈ શકતો ધંધો કે નથી થઈ શકતું કામ. તેમાંએ જો કોઈ ખૂબ લાગણીવાળો પણ સરળ-હૃદયી, જરાં ભોળો, તીખો હોય કે તેના ભોગજ લાગ્યા સમજવાના. એનામાં દેશભકિત, સ્વાર્થત્યાગ, પ્રમાણિકતા વિગેરે સદ્‌ગુણો તરફ નજર કરી એનામાં કમનસીબે વાસ કરી રહેલા ક્રોધને ઉદારતાથી કોઈ જતો નથી કરતું, પણ એવા પુરૂષોને ગુસ્સે કરી, એની ઠેકડી કરી, એની મજાક ઉડાવી, એને લોકોમાં હલકો પાડી ઘણા મજા કરે છે; એને હોળીનું નારીએળ બનાવે છે, અને પોતાની મતલબ હાંસલ કરી લે છે અને કામ કાઢી લીધા પછી એને બેવકૂફ બનાવે છે. આ જાહેર જીવનમાં તો જશને માથે જુતીઆં છે. લોકોની સેવા કરો, લોકોના સુખને માટે અમલદારોના દુશ્મન બનો, સ્વાર્થ ઉપર છીણી મુકો અને એટલું કરીને પણ પાછા લોકોની ગાળો જ સાંભળવાની. વસુ વિના નર પશુ છે, એ વાતનો મને આજે અનુભવ થઈ ચુકયો છે. સેંકડે સેંકડે ગરીબ હોય તે બીચારો ગમે તેટલી પ્રમાણિકતાથી

દેશસેવા કરતો હોય પણ તેના ઉપર ગમે તેવો બદમાસ પૈસા ખાધાના અપ્રમાણિકતાના આરોપો ગમે ત્યારે મુકી શકે છે અને વાત ઉડાવનારાઓને શું? એ વાત ઉડાવી આઘા ખસી જાય છે અને પછી મજા જુવે છે. (રમા પ્રવેશ કરે છે.)

રમાઃ રસિકભાઈ, શા વિચારમાં પડયા છો? બંગલામાં આવનારાઓમાંથી ઝુંપડીની પણ હવા ખાવા માટે તો તમેજ આવ્યા! મને તો હવે બંગલામાં રહેવુંજ નથી ગમતું.

રસિકઃ બ્હેન, બદમાસોએ તમારી ખુબ દુર્દશા કરી. એ હરામખોરોને જરા શરમ પણ ન આવી?

રમાઃ રસિકભાઇ, એમાં ગુસ્સો શાંદ કરો છો? એમા લ્હેણદારોનો શો દોષ? એમણે તો દુધે ધોઇને નાણાં આપેલાં એટલે એમણે તો મુદત વખતે ચેતવ્યા. ફેરા ખાધા, નોટિસો આપી અને આખરે જ્યારે એમનો કંઈ ઇલાજ ન રહ્યો ત્યારે બીચારાઓએ દાવા કર્યા. આપણી ભૂલને લીધે આપણે બીજા ઉપર શા માટે ગુસ્સો કરીએ? મારા ગયા જન્મનાં પાપનો બદલો હું આજે ભોગવું છું. મેં ગયે જન્મે ખુબ પાપ કર્યાં હશે. ભુખ્યા બ્રાહ્મણને મેં ભાણા ઉપરથી ઉઠાડયા હશે, દરિદ્રીની મેં મશ્કરી કરી હશે, કેટલાંનાં ઘર મેં બગાડ્યાં હશે, મેં પ્રભુ જાણે કેવાં કેવાં અધમ પાપ કર્યાં હશે તે આજે એ બધાનો હું આ બદલો ભોગવું છું. ભાઈ, તમે વિદ્વાન અને સમજુ હોવા છતાં કેમ ભુલી જાઓ છો? કર્મનો બદલો તો દરેક માણસને ભોગવવાનોજ છે. અરે, માણસ તો શું પણ દરેક દેશને, દરેક પ્રજાને પણ પોતાના કર્મનો બદલો ભોગવવો પડે છે. તો પછી આપણે શી વિસાતમાં?

રસિકઃ બ્હેન, તમારા સદ્‌ગુણોના હું શાં વખાણ કરૂં? તમે તો દુનિયાનો આખો ઇતિહાસ મારી આગળ ખડો કર્યો. તમારૂં કહેલું સાવ સાચું છે. બેલ્જીઅમના લોકોએ કોંગોના લોકો ઉપર જુલમ કર્યો તો બેલ્જીઅમની પ્રજાનો કચ્ચરઘાણ નીકળી ગયો. જર્મનીએ આફ્રિકામાં

વસતી ગરીબ પ્રજાને કચડી તો જર્મન પ્રજા પણ તેનો બદલો પામી. કોરીઆના લોકો ઉપર જાપાને જબરો જુલમ કર્યો તો પ્રભુએ ધરતીકંપ કરી જ્વાળામુખી ફાડયો. દરેકને પોતાના કર્મનો બદલો તો મળવાનોજ. હે પ્રભુ! આવા જીવતાજાગતા દાખલાઓ નજર આગળ છતાં સત્તામાં અંધ બનેલી પ્રજા હજુ પણ સત્તાહીન પ્રજાને દાબવામાં અને કચડવામાં જ મજા માને છે.

રમા: પણ રસિકભાઇ, મેં તો તમારી કાલેજ રાહ જોઇ હતી: મને ખાત્રી હતી કે બ્હેનની ઝુંપડીનો વૈભવ જોવા તમે જરૂર આવશો. કેમ, આ હવા ઠીક લાગે છે ને?

રસિક: હા બ્હેન, મને આ હવા પણ મીઠીજ લાગે છે. જેની બરકતના ભાગીઆ થઇએ તેની હરકતના ભાગીઆ પણ થવુંજ જોઇએ. પણ બ્હેન, હું તમારો માનેલો ભાઈ છું તો પછી મારી આગળ તમે દિલ ખોલીને વાત કેમ નથી કરતાં? તમને પૈસા વગર ઘણું વીતતું હશે. તમે મારા જેવાની સેવા લેવામાં પણ આંચકો ખાઓ છો તેથી મને કેટલું દુ:ખ થતું હશે!

રમા: રસિકભાઇ, તમારા જેવા ભાઇની મદદથી તો અમે હજુ આવા દિવસોમાં ટકી શકયા છીએ. મને રેંટીઓ તમારા વિના બીજો કોણ લાવી આપે એમ છે? તમે જ વળી તો મને તે ત્રણ ફેરા લાવી આપ્યો. મારા બએ રેંટીઆ કલાલો જપ્ત કરીને લઇ ગયા ત્યારે મારા મનને દિલાસો તમારા સિવાય બીજું કોણ આપે એમ હતું? અને વળી હમણાં હમણાંની તો તમારી સ્થિતિથી હું કયાં અજાણી છું? એકાદશીને ત્યાં શિવરાત્રી જાય અને એક બીજાની દશા થાય એવી આપણી દશા છે. પણ રસિકભાઈ, મેં તો જોયું કે આપણા લોકોને કામની કદરજ નથી. ગમે તેવો કામ કરનાર હોય, જાહેર જીવનમાં ગમે તેટલો ત્યાગ કરેલો હોય, હિંમતબાજ હોય, પ્રમાણિક હોય, તદ્દન બાવો બની ગયેલો હોય તોપણ તેવાં સેવકો ઉપર તદ્દન જૂઠા અને અણછાજતા આરોપો દ્વેષબુદ્ધિથી મુકવા તેજદ્વેષીઓ ચુકતા નથી.

**રસિક:** બ્હેન, આવા આવી માણસો ન હોયતો સેવકોમાં સહન-શીલતા કોણ લાવે? આવા નિંદકો બધે હોવાનાજ. તેમનાવડેજ ખરા સેવકની કિંમત થાય. જેને સેવા કરવી છે તેણે તો બીજાની ટીકાઓ ઉપર ધ્યાન નહિ આપતાં પોતાના દિલને જે સાચું લાગે તે શુદ્ધ બુદ્ધિથી અને નિર્મળ હૃદયથી કર્યે જવું. તેમ કરવામાં એને ગાળો ખાવી પડે અથવા સહન કરવું પડે તો તેણે તે હસતે મ્હોંડે સહન કરી લેવું. જાહેર જીવન તો એમજ કસાય. બ્હેન, લોકોની નિંદાઓ ધ્યાનમાં લેતા બેસીએ તો તો અમારાથી કામજ ન થાય. લોકપ્રિયતા મેળવવાની ખાતર જે લોકોની અથવા સમાજની ખુશામત કરે છે તેની સેવામાં કદી શુક્રવાર હોતો નથી.

**રમા:** પણ રસિકભાઇ, હવે તમારી દારૂનિષેધની હિલચાલ કેમ ચાલે છે?

**રસિક:** બ્હેન, બધું ઠીક છે. લોકોને સુખી કરવા માટે કોઑપરેટીવ ક્રેડીટ સોસાયટી સરકારે સ્થાપી, અને એના વડાસાહેબ ખેડુતોને ભેગા કરી દારૂની મિજલસ ઉડાવે! વિદ્યાર્થીઓને પણ દારૂ પાય! મોટાસાહેબ ખેડુતોને ઉગારવાની વાતો કરી આવી રીતે ખેડુ-તોને નીચે પાડે, અને આ દારૂની મિજલસ અને જલસો મામલતદાર ગોઠવી આપે! જેમ જેમ હું વિચાર કરૂંછું તેમ તેમ મને તો એમજ લાગે છે કે જ્યાં સુધી ઘણા સેવકો આવા કામમાં ત્યાગી થઇને જો-ડાશે નહિ ત્યાં સુધી આ કામને ફતેહ નહિ મળે. ઠીક, પણ બ્હેન, હું હમણાં જાઉં છું. બનશે તો સાંજકનો આવીશ. મારે એક બે ઠેકાણે જવું છે. ( રસિક જાય છે. )

**રમા:** ( મનમાં ) આજે મારી જમણી આંખ ક્યારનીએ ફરકે છે. કોણ જાણે ભાવિમાં હજુ શું શું લખ્યું છે? એ મુવા મદનચંદ્ર-ના કારસ્તાવાથી હું તો કંટાળી ગઇ. હવે તો ઇશ્વર આબરૂભેર મરણ આપે તો સારૂં. આ દારૂએ મારા સંસારની કેવી બુરી દશા કરી

નાંખી! ( સામે રમણને આવતો જોઈને. ) આજે નાથની મુદ્રા કંઇ બહુ ગુસ્સામાં દેખાય છે. કોણ જાણે શું કારણ છે? (રમણ પ્રવેશ કરે છે.)

**રમણઃ** રમા, આમ આવ. મારી સામે આવીને ઉભી રહે. બોલ, ત્યારે હજુ પણ તેં દારૂ પીવાનો નિશ્ચય કર્યો કે નહિ? તું દારૂને ગાળો દે છે, કેમ? હું તને દારૂની દાસી બનાવીશ, સમજી. તમે બહુ ફાંકો છે કેમ? ઠીક છે, તારો ફાંકો હું ઉતારૂં છું. તેં મારા પ્યારા દોસ્ત ભ્રમણચંદ્રને શ્રાપ દીધો હતો, ખરોને? તેં એ મહાત્માને મનમાં ને મનમાં ગાળો દીધી હતી, કેમ? મારો ભ્રમણ મરી ગયો, રાંડ તારા શ્રાપથી મરી ગયો. તેં એને મારી નાંખ્યો. તેં ખૂન કર્યું. કમજાત, ખૂની, તું મારૂં પણ ખૂન કરે એવી છું. રાંડ, બોલ, તેં ભ્રમણને માર્યો કે નહિ?

**રમાઃ** ના, મેં ભ્રમણભાઇને નથી માર્યા. એમની આ ભવની જાત્રા પૂરી થઈ એટલે પ્રભુએ એમને બોલાવી લીધા. નાથ, એમાં મારો જરાએ વાંક નથી, હું એમાં જરા પણ ગુન્હેગાર નથી.

**રમણઃ** રમા, ત્યારે તું એની વર્ષીને દિવસે એના આત્માને શાન્તિ આપવા ખૂબ દારૂ પીશ કે નહિ? બોલ, જલદી બોલ.

**રમાઃ** એ દિવસ તો આવવા દો.

**રમણઃ** રમા, મારે દારૂ પીવો છે. લાવ, પૈસા લાવ. પેલા સંતાડી મુકેલાં ઘરેણાં લાવ. આજે એ બધાં ઘરેણાં કાઢ—ચાલ, જલદી કર. લાવ, ઝટ કર.

**રમાઃ** નાથ, મારી પાસે તો એક ફુટી બદામ પણ નથી. હું કોઈ દિવસ ઘરેણાં સંતાડીને આપને વિપત્તિ વેઠવા દઉં ખરી? નાથ, મારી પાસે કંઈ નથી. મેં કોઇ પણ ચીજ આપનાથી સંતાડીને રાખીજ નથી.

**રમણઃ** (ધક્કો મારીને) જો જુઠ્ઠી! નિર્લજ્જ! જુઠું ન બોલ. તારા પાપનો ઘડો ભરાઇ, ચૂક્યો છે. હું જાણુંછું. તેં થોડાં ઘરેણાં

આના ( અરવિંદની આંખ તરફ આંગળી કરીને ) કોડ પુરા કરવા માટે સંતાડી મુક્યાં છે. હું બરોબર જાણુંછું. મને એ વાતની ખબર તો તે ત્રિકાળજ્ઞાની, મારૂંમ મહાત્મા શ્રમણચંદ્રે ક્યારનીએ આપી છે. એણે જાતે મને કહ્યું. મરતી વખતે મને પાસે બોલાવીને આ વાત કહી: તે ખોટી હોયજ કેમ? વાત સાચી છે, સાવ સાચી છે. મારા કરતાં તને આ છોકરો વધારે વહાલો, કેમ? ઠીક છે.

રમા: નાથ, આ વાત તદ્દન જુઠી છે. કોઇએ તમને નાહક ભંભેર્યા છે. મેં આપથી છુપું એકે ઘરેણું નથી રાખ્યું.

રમણ: ( બહુજ ગુસ્સામાં. ) ઢોંગી, ધુતારી, જા લેઈ આવ. લાવે છે કે નહિ? ( બરડામાં મુકકો મારે છે. ) જા, લઇ આવ. ક્યાં મુક્યાં છે તે બોલ. ઘરેણાં લાવ. હું તને આજે છોડવાનો નથી. ઘરેણાં લાવ. નહિ તો ત્રીજું બની જશે.

રમા: નાથ, ( રડે છે. ) મેં કંઇ નથી સંતાડયું. મારી પાસે કંઈ નથી.

રમણ: ( જોરથી તમાચો મારીને. ) હજુ જુઠું. આ છોકરો જ મારો દુશ્મન છે. એ મારો છોકરો નથી. તારા જારકર્મનું આ ફળ છે. આ છોકરો તો પેલા ચંદ્રકાન્તનો છે. મને મહાત્મા શ્રમણચંદ્રે બધું કહી દીધું છે. ..

રમા: અરેરે, આવું શું બોલોછો? ( રડે છે. )

રમણ: ( રમાનું ગળું દાબે છે. ) બદમાસ! જો રડી તો મારીજ નાંખીશ. લાવ, પૈસા લાવ—લાવે છે કે નહિ? બોલ, જલદી બોલ. રડીને ઢોંગ કરે છે, કેમ? ( મારે છે. )

રમા: ( રડે છે. ) નાથ, મારી પાસે કંઇ નથી.

રમણ: એમ કે? તું એમ નહિ માને કેમ? આ સાળા છોકરાને માટે તેં સંતાડયાં છે કેમ! છોકરો જ મારો દુશ્મન છે, મારો વૈરી છે. હું વેરીને નહિ જીવવા દઉં. ( એકદમ ઝોળીમાંથી છોકરાને ઉંચકે છે. ) આ સાળા છોકરાને માટે તે ઘરેણાં સંતાડ્યાં છે, કેમ?

રમા: (દોડીને પાસે જાય છે.) અરે ભગવાન, હવે શું થશે? હું શું કરું? મારા પ્યારા બાળુને હું શી રીતે બચાવું? હાય હાય! બૂમો પણ શી રીતે પાડું! લોકો ભેગા થઇ જશે તો આબરૂ જશે. પ્રભુ, તું હવે મારા બાળકને ઉગાર. (રમણચંદ્રને) નાથ. આવું ન કરો. હું પગે પડું છું. (પગ ઉપર માથું મુકે છે. રમણ તેને લાત મારે છે.)

રમણ: આખરે તું મારો દુશ્મન, કેમ? લે, આજે તારી વલે કરૂંછું. (છોકરાને વાડમાં ફેંકી દેછે. રમા તરત વાડમાં કૂદે છે, અને બાળક-ને ઉપાડી લઇ પાછી આવે છે.)

રમા: (રડે છે.) આ શું કર્યું! હવે આને હું શી રીતે બચાવું? (રડે છે.)

રમણ: (હાથમાં ડાંગ લેઇને.) તું મારા દુશ્મનને પાછો લાવી કેમ? (રમાના માથામાં ખૂબ જોરથી ડાંગ મારે છે. રમાના હાથમાંથી બાળક ભોંય પર પડે છે. બાળકના માથા ઉપર પણ ડાંગ મારે છે. બાળક મરી જાય છે. રમા બેશુદ્ધ થઈ ઢળી પડે છે. માથામાંથી લોહી વહી નીકળે છે.) બસ ઠીક થયું. મારે માટે પૈસા નહિ ને આ સાળા છોકરા માટે સંતાડી મુક્યાં, કેમ? (પડદો પડે છે.)

# પ્રવેશ ૫ મો

**સ્થળઃ**—રમણચંદ્રની ઝુંપડીએ જવાનો રસ્તો.

**પાત્રોઃ**—રસિક, પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ, રમણચંદ્ર, રમા વિગેરે.

**રસિકઃ** (એકલો આંખો લુછીને.) અરેરે, આખરે એ ધાતકીએ ઘાત કર્યો. એ દારૂડીઆએ દારૂની લ્હેરમાં બાળકનું ખૂન કર્યું! અને સાધ્વીને જખ્મી કરી! અરે, આવા હરામખોરોને તો સજાજ થવી જોઇએ. આ બદમાસે દારૂડીઆઓના ભંભેરવાથી ઉશ્કેરાઈ જઇ રમાબ્હેનની આ દુર્દશા કરી! અરે કર્મચંડાળ! તને આ ધાતકી કૃત્ય કરતાં જરા પણ વિચાર ન આવ્યો! તેં બાળહત્યા કરી, અને સ્ત્રીહત્યા પણ કરવા તત્પર થયો! તારા ઘોઘરામાં દારૂ ઠાંસવા માટે તેં આ સતીના માથામાં કારી ઘા કર્યો. ઓ પાપી! તને દુનિયામાં જીવતો રહેવા દેવો એ પણ પાપ છે. દારૂ જે ઘરમાં પેસે છે તેની તો સત્યાનાશની પાટીજ વાળે છે. (પોલિસ સુપ્રિટેન્ડેન્ટ પ્રવેશ કરે છે.)

**સુપ્રિ૦:** રસિકભાઈ, મને કેમ બોલાવ્યો ? આપની ચીઠી મળી કે તુરત ભાણા પરથી ઉઠીને ચાલ્યો આવ્યો છું.

**રસિકઃ** સાહેબ, દિલને ચીરી નાંખે એવો બનાવ બન્યો છે. (હાથ પકડી, જાય છે. પડદો ઉપડે છે. અંદર છોકરૂં મરેલું પડ્યું છે. રમા બેશુદ્ધ પડી છે. માથામાંથી લોહી વહે જાય છે. પાસે ડાંગ પડી છે. રમણ

બાજુએ ઉભો છે.) આ હરામખોર દારૂડીઆએ આ બાળકનું ખૂન કર્યું છે. આ મારી રમાબ્હેનના માથા ઉપર આ પાપીએ જખમ કર્યો છે. આ બદમાસને પકડો. એના હાથમાં હાથકડી ઘાલી એને જેલમાં બેસાડો. આ પાપીને તેના પાપી કૃત્ય માટે સખતમાં સખત સજા કરો. સાહેબ, દારૂમાં એણે સર્વસ્વ ખોયું. વકીલાતની સનદ ખોઈ. સ્નેહી ખોયાં. સગાં ખોયાં. ઘર ખોયાં. બાર ખોયાં. જમીન ખોઈ. ઇજ્જત ખોઈ અને આખરે આ કેળના ગર્ભ જેવા કુમળા બાળકનું ખૂન કરી આ સતીને મરણપથારીએ નાંખી છે. આ અધમને વગર વિલંબે પકડો. વાર ન કરો. એ મહાપાપી છે.

**સુપ્રિ૦:** રસિકભાઈ, આમ એકદમ ગુસ્સે ન થાઓ. જરા ઠંડા પડો. આમ ક્રોધ કર્યાથી શો ફાયદો ? થોભો, આપણે આ બ્હેનને પૂછીને ખરી હકીકત જાણી લેઈએ. જુવો, એ શુદ્ધિમાં આવતાં જાય છે. ( ભગીરથ પ્રવેશ કરે છે. ) તમે જરા શાંત રહો એટલે એ બ્હેન જ ખરી હકીકત જણાવશે. આમ ગુસ્સો કરે કામ બગડે.

**રસિક:** બ્હેન ! રમાબ્હેન ! રમાબ્હેન !

**ભગીરથ:** રસિકલાલ, થોભો જરા. ઉતાવળ ન કરો. એ હજુ બરોબર શુદ્ધિમાં નથી આવ્યાં. એમને ઝોળું આવી ગયું છે.

**રસિક:** ભગીરથ, તમે ઝોબાની શી વાત કરો છો ! આ અધમ રાક્ષસે આ સાધ્વીના માથા ઉપર ઘા કર્યો છે. સાહેબ, તમે એને પકડો. એને કેદમાં લઇ જાઓ.

**ભગીરથ:** રસિકલાલ, આમ ઘેલા કેમ બનો છો ? જે થવાનું તે થયું, હવે કંઈ થયું ના થવાનું છે ?

**રસિક:** ભગીરથ, તમે મને સમજાવવાની વાત છોડી દો. આ બદમાસનો તમે બચાવ કરવા માગો છો, કેમ ? એનો બચાવ કરવો એ મહાપાપ છે, સમજ્યા. આવા બદમાસોને તો જ્યાં હોય ત્યાંથી પુરાજ કરવા જોઇએ. આ હરામખોર દારૂડીઆએ મારી રમાબ્હેનને

ધોકા કરાવ્યા. આ નાજુક સાબ્બીનું ડાંગથી માથું ફોડી નાંખ્યું. અરે, કોળીડાકરડાના મ્હોંમાં પણ ન શોભે એવી આ હરામખોરે આ સતીને આળો દીધી! સાહેબ, તમને હું હાથ જોડીને વિનવું છું, તમે આ જુલ્મીને કેદ કરો.

**ભગીરથ:** રસિકલાલ, જરા શાંત થાવો.

**રસિક:** ભગીરથ, તમે મને શાંત નહિ કરી શકો. સાહેબ, આર મિલોના માલિકની દીકરી આ મારી રમાબ્હેન, આ દારૂડીઆને પાલવે પડી. આ લોહીતરસ્યા ખૂનીએ એના આ હાલ કર્યા! ગર્ભ-શ્રીમંતને ત્યાં ઉછરેલ છતાં આ દારૂડીઆએ તેની પાસે લોકોનાં દળણાં દળાવ્યાં. એને ભૂખી રાખીને અધમુઇ કરી નાંખી. હાય! હાય! સાહેબ, તમને શું કહું! એના દુઃખની વાત કહેતાં મારૂં અંતઃકરણ ચીરાઇ જાય છે. ( રમાને ધીમે રહીને બેસાડે છે.)

**રમા:** રસિકભાઇ, કયારે આવ્યા? એ કયાં ગયા? એમની તબિયત જરા નરમ રહે છે. ભાઇ, એ કયારના જમ્યા નથી. ઉઠો. કકડો રોટલો ખાઓ અને એમને પણ ખવડાવો.

**રસિક:** રમાબ્હેન, એ હરામખોરને તો હું હવે રોટલાનો નહિ પણ બીજોજ સ્વાદ ચખાડું છું. બદમાસે તમારી આ દશા કરી, કેમ? આ પોલિસસુપ્રિન્ટેન્ડન્ટ સાહેબને હું લઇ આવ્યો છું, એમને તમે ખરેખરી હકીકત જણાવી દો.

**રમા:** ( મનમાં ) પ્રભુ, મારા સ્વામીની આબરૂ અને શરીર બચાવવાનું મારાથી બની શકે એવાજ શબ્દો તું મારી પાસેથી કહેવડાવજે. મારે જુઠું બોલવું પડશે તો હરકત નહિ. મારા સ્વામીના સુખને માટે એ પાપ કરવા પણ હું તૈયાર છું.

**સુપ્રિ૦:** બ્હેન, તમને શું થયું છે તે કહો. આ રમણચંદ્રે તમને શું કર્યું? જણાવો તો.

**રમા:** એમણે તો મને કંઇ કર્યું નથી. આવી ખોટી ખબર આપને કોણે આપી!

**સુપ્રિ૦:** આ છોકરાને ત્યારે શું થયું? તેના કપાળ ઉપર ઘા શેનો થયો છે?

**રમા:** સાહેબ, મેં હમણાં એક વ્રત કર્યું છે તેમાં મને ૬ દિવસના અપવાસ છે. હું છોકરાને લઇને આ નિસરણીથી માળીઆ ઉપરથી નીચે આવતી હતી એટલામાં મને ચક્કર આવ્યાં અને હું પડી ગઇ. મારો બાબુ આ પથ્થર હતો તેના પર પડ્યો.

**સુપ્રિ૦:** આ ડાંગને લોહી શી રીતે લાગ્યું?

**રમા:** સાહેબ, મારા માથામાંથી લોહી નીકળ્યું એથી મારા હાથ લોહીથી ખરડાયા, અને આ ડાંગ પકડી હું ઉઠવા જતી હતી એટલે ડાંગને લોહી લાગ્યું.

**સુપ્રિ૦:** બ્હેન, આ બધું તમે સાચું કહો છો? કે કોઇનો બચાવ કરવાની ખાતર જુઠું બોલો છો?

**રમા:** સાહેબ, હું આ સાચુંજ કહું છું. હું જુઠું નથી બોલતી. સાહેબ, આ સત્ય માનજો. મારાથી વધારે નથી બોલાતું.

**સુપ્રિ૦:** રસિકભાઇ, હવે હું શું કરૂં? ન્યાયનું શસ્ત્ર ગમે તેટલું તીક્ષ્ણ હોય તો પણ આવી પવિત્ર પતિવ્રતાની ઢાલ જેનો બચાવ કરે તેને આંચ પણ ન આવી શકે.

**લક્ષ્મીરત્ન:** શાબાશ, રમાબ્હેન, શાબાશ! બ્હેન, તમને ધન્ય છે! રસિકલાલ, હવે ગઇગુજરી જવા દો. રમાબ્હેન, તમારા જેવી પતિભક્ત આર્યાઓ હજુ આ પુણ્યભૂમિમાં વાસો કરે છે તેથીજ ભરતખંડને આર્યાવર્ત એ નામ શોભે છે.

**રમા:** રસિકભાઇ, મારી પાસે આવો. તમે મારા માનેલા ભાઇ છો. હું હવે મરવાની. તમારી બ્હેનને હવે એક વચન નહિ આપો? મરતી વખતની બ્હેનની માગણી નહિ સ્વીકારો?

**રસિક:** બ્હેન બોલો. (આંખમાંના આંસુ લુછીને.) તમે કહેશો તે કરવા હું તૈયાર છું.

**રમા:** રસિકભાઇ, તમે મારા ઉપર જેમ પ્રેમ રાખતા આવ્યા છો તેવોજ પ્રેમ તમે મારી પાછળ એમના ઉપર રાખજો. ભાઇ, એમનો સ્વભાવ જરા તીખો છે. મારા મરણ પછી એમના ચિત્તને શાન્ત કરનારૂં કોઇ નથી. આ મારૂં રત્ન હું હવે તમારે સ્વાધીન કરીને જાઉં છું. ભગીરથભાઇ, આ તમારા સ્નેહીના સર્વે અપરાધ મારી ખાતર જતા કરજો. તમે એમના ઉપર પ્રેમ કરજો, એમને સાચવજો.

**રસિક:** સાંભળ, હરામખોર સાંભળ. આવી સાધ્વી સ્ત્રીના તેં આ હાલ કર્યા! બ્હેન, આ હરામખોરની તો બૂરી દશા કરવાનો મારો ઇરાદો છે પણ શું કરૂં? તમે વચ્ચે પડો છો. ભલે બ્હેન, હું તમારા કહ્યા પ્રમાણે વર્તીશ. તમારા જીવને સંતોષ થાય એવી રીતે વર્તન કરવા હું મારાથી બનતું બધું પ્રયત્ન કરીશ.

**રમા:** રસિકભાઇ, તમે હવે એમનો ગુસ્સો શાન્ત કરો. મારા મરણ પછી એમને તારા બે સિવાય કોઇ નથી. મારી નજર આગળજ તમે એમનું મન મનાવી મારી પાછળ એમની સંભાળ લેજો. મને વચન આપો. ભાઇ, મારો જીવ ગભરાય છે.

**રમણ:** બસ્સ, આંખો ઉઘડી ગઇ. મગજમાંનો અંધકાર દૂર થયો.

**રમા:** સાંભળ્યું કે? જરા આમ આવોને. (રમણ પાસે જઈ ઉભો રહે છે.) અહીં બેસો. આપના ખોળામાં આ માથું જરા મુકવા દો. ભૂખ બહુ લાગી હશે, નહિ? થોડું ખાઇ લોને, નહિતો પિત્ત ચડશે.

**રમણ:** (ખોળામાં માથું લઇને.) રમા, આ દારૂડીઆ બદ-ચલનની હવે તું ફિકર શું કરવા કરે છે? તારા જેવી સતીની આ દશા કરનારને તું શું કામ વિનવે છે? તને મરણપથારીએ નાંખનારને માટે આટલી બધી કાળજી શું કામ કરે છે? હું અધમ છું. પાપી છું. ખૂની છું. મેં બાળહત્યા ને સ્ત્રીહત્યા કરી છે.

**રમા:** નાથ, આવું બોલીને આપના જીવને સંતાપો નહિ. મને આપે આપની માની ત્યારે આપે મારા ઉપર સત્તા ચલાવી. હું આપની

હતી. ત્યારે આપે મને શિક્ષા કરીને. નાથ, એનો પશ્ચાતાપ ન કરો. હવે હું તો જાઉં છું. આ દુનીઆમાં હવે આપને કોઈ નથી. પ્રાણ...હજુ...પણ એ છોડવાનો નિશ્ચય નહિ કરો ?

**રમણ:** રમા, હવે મરતી વખતે મિથ્યા આશા શું કામ રાખે છે ? ના, મારાથી હવે દારૂ છુટવાનો છે ? હું તારી પાછળ પાછળજ આવું છું. ( આંખોમાં આંસુ છલકાય છે. )

**રમા:** ના...થ...શ...રી...ર...સાચ...વ...જો. (મરણ પામે છે. રમાનું માથું નીચે મુકી રમણ એકદમ અંદર જઇ એકઝીમાની દવા ગ્લાસમાં રેડી અંદર દારૂ રેડે છે અને પીવા જાય છે. ભગીરથ અટકાવવા આવે છે પણ એટલામાં રમણ તે પી જાય છે. )

**રમણ:** બસ, મારો સંસાર પુરો થયો. મારી જીંદગી પુરી થઈ. મારી પ્રિયાની પાછળ હું પણ આ દુનીઆ છોડી જાઉં છું. આ દારૂએ મારા સંસારની ખાનાખરાબી કરી. દારૂ દવા તરીકે કે શોખ તરીકે શરૂ કરતાં પહેલાંજ માણસે તેનો ત્યાગ કરવો જોઈએ. આ એકજ પ્યાલાએ મારા જેવા હજારો કુટુંબોનો નાશ કર્યો હશે, આને લીધે કેટલી ખાનાખરાબી થાય છે તેનો ધડો મારા જીવન ઉપરથી લેજો.

આ દારૂના વ્યસને એક ઘરના ત્રણ જણનો આજે ભોગ લીધો છે. દારૂથી દૂર રહેજો. ચતુર હોય તો ચેત..........(પડદો પડે છે. )

સમાપ્ત.